મોરબી નિવાસી વૈદ્યરાજ સુરચંદ મલુકચંદના સંસ્મરણાર્થે
તેમના સુપુત્ર કસ્તુરચંદ સુરચંદ ( બહેરાવૈદ્ય) તરફથી
સ્થાનકવાસી જૈનપત્રના ગ્રાહકોને ભેટ

ધી વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં, શાહ કેશવલાલ સાંકલચંદે
છાપ્યું. ઠે૦ સલાપોસ ક્રોસરોડ : અમદાવાદ.

સ્વ. વૈદ્યરાજ સુરચંદ મલુકચંદ (બ્હેરા વૈદ્ય)
ખોખાણી.



| જન્મ : | અવસાન : |
|---|---|
| કારતક સુદ ૭ | ચૈત્ર સુદ ૬ |
| સંવત ૧૯૦૭ | સંવત ૧૯૮૨ |

# અર્પણ

## હે તીર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રી !

- આપે અમારા માટે અથાગ પરિશ્રમો ઉઠાવેલા છે. તેમજ અમારા હિત માટે અમારા જીવનમાં આપે નિરંતર ઉચ્ચ સંસ્કારોનું સિંચન કરેલ છે.

- આપશ્રી વૈદ્યકવિષયમાં ઉંડા અનુભવિ હોવાથી હજારો મનુષ્યોની શુભાશિષો મેળવી ગયા અને તેજ અનુભવ અમોને વારસામાં આપતા ગયા વિગેરે આપશ્રીએ અમારા પર અગણ્ય ઉપકારો કરેલા છે

- જેથી અમો આપના સદાના ઋણિ છીએ.

આપનો ધર્મપ્રેમ, દયા, ઉદારતા અને સેવાભાવ વિગેરે આપના જીવનમાં ઝળકતા ગુણો એજ અમારા માટે આપનાં જીવન-સ્મરણો છે અને એજ સ્મરણો અમારા જીવનને માર્ગદર્શક છે.

- હે પૂજ્ય પિતાશ્રી ! આપના મધુર ગુણોને સ્મરણમાં લાવી આપના પુણ્યાર્થે આ '**મધુર પ્રસાદી**' નામનું લઘુ પુસ્તક ચતુર્વિધ શ્રીસંઘના કર કમલમાં અર્પણ કરું છું.

લિ૦

**આપનો ઋણિ કસ્તુરચંદ**

# અનુક્રમણિકા

| પદાંક | આદિચરણ | પૃષ્ટ |
|---|---|---|
| ૧ | तित्थयरा मम मंगलं ... ... ... ... | ૧ |
| ૨ | विणओ मम मंगलं ... ... ... ... | ૧ |
| ૩ | वीरंवंदे वीरंवंदे ... ... ... ... | ૩ |
| ૪ | वंदेमातरं वंदेमातरं ... ... ... ... | ૩ |
| ૫ | જય જય જિનવર વંદું ભાવે ... ... ... | ૪ |
| ૬ | પ્રથમ અરિહંત મંગલ મોટું ... ... ... | ૪ |
| ૭ | ઋષભ અજિત સંભવ અભિનંદન ... ... ... | ૫ |
| ૮ | સીમંધર યુગમંધર બાહુ ... ... ... ... | ૫ |
| ૯ | બ્રાહ્મી સુંદરી ચંદનબાળા ... ... ... ... | ૫ |
| ૧૦ | વિહરમાન જિન વંદું ભાવશું રે ... ... ... | ૬ |
| ૧૧ | પ્રથમ પદે અરિહંત નમું સદા ... ... ... | ૮ |
| ૧૨ | વંદન કરૂં પ્યારા પ્રભુ પ્રીતિ ઉર ધરી ... ... | ૯ |
| ૧૩ | ઋષભજિન વિનતડી અવધારો ... ... ... | ૧૦ |
| ૧૪ | અરિહંત ગુણ બાર ... ... ... ... | ૧૧ |
| ૧૫ | પ્રથમ તીર્થંકર તણા ... ... ... ... | ૧૧ |
| ૧૬ | છઠ્ઠા આરમા હોય ... ... ... ... | ૧૧ |
| ૧૭ | શાંતિ જિનેશ્વરા ! શાંતિ કર ધરા ... ... ... | ૧૨ |
| ૧૮ | ત્રિશલાનંદન છો સુખકાર... ... ... ... | ૧૨ |
| ૧૯ | સિદ્ધાર્થ કુલે ચંદો ... ... ... ... | ૧૩ |
| ૨૦ | તારો વ્હાલા પ્રભુ ! મુજને ... ... ... | ૧૪ |
| ૨૧ | જિનવર ધ્યાનને ધ્યાવો ... ... ... ... | ૧૪ |
| ૨૨ | કર્મ લાગ્યાં છે મારે કેડલે... ... ... ... | ૧૫ |
| ૨૩ | વિશ્વસેન રાયના સૂત શાંતિ પ્રભુ ... ... ... | ૧૬ |

पवयणं मम मंगलं, पवयणं मम देवया ।
पवयणं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं २

दंसणं मम मंगलं, दंसणं मम देवया ।
दंसणं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ३

पवज्जा मम मंगलं, पवज्जा मम देवया ।
पवज्जं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ४

अहिंसा मम मंगलं, अहिंसा मम देवया ।
अहिंसं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ५

सच्चवयं मम मंगलं, सच्चवयं मम देवया ।
सच्चवयं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ६

दत्तवयं मम मंगलं, दत्तवयं मम देवया ।
दत्तवयं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ७

सीलवयं मम मंगलं, सीलवयं मम देवया ।
सीलवयं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ८

अकिंचणं मम मंगलं, अकिंचणं मम देवया ।
अकिंचणं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ९

जिणआणा मम मंगलं, जिणआणा मम देवया ।
जिणआणं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं १०

उवसमो मम मंगलं, उवसमो मम देवया ।
उवसमं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं ११

संवरो मम मंगलं, संवरो मम देवया ।
संवरं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं १२

समाही मम मंगलं, समाही मम देवया ।
समाहिं कित्तयित्ता णं, वोसिरामि मे पावगं १३

– संयोजक मुनि शामजि.

## पद-३ वीर वंदन काव्य [राग गझल]

[અથવા ભારતકા ડંકા આલમમેં-એ રાગ.]

वीरं वंदे वीरं वंदे, वीरं वंदे वीरं वंदे ।
वीरं वंदे वीरं वंदे, वीरं वंदे वीरं वंदे-वीरं० १
वंदे वीरं वंदे वीरं, वंदे वीरं वंदे वीरं ।
वंदे वीरं वंदे वीरं, वंदे वीरं वंदे वीरं-वंदे० २
वीरं वंदे वीरं वंदे, वीरं वंदे वीरं वंदे ।
वंदे वीरं वंदे वीरं, वंदे वीरं वंदे वीरं-वीरं० ३
वंदे वीरं वंदे वीरं, वंदे वीरं वंदे वीरं ।
वीरं वंदे वीरं वंदे, वीरं वंदे वीरं वंदे-वंदे० ४
वीरं वंदे वीरं वंदे, वंदे वीरं वंदे वीरं ।
वीरं वंदे वीरं वंदे, वंदे वीरं वंदे वीरं-वीरं० ५
वंदे वीरं वंदे वीरं, वीरं वंदे वीरं वंदे ।
वंदे वीरं वंदे वीरं, वीरं वंदे वीरं वंदे-वंदे० ६
वीरं वंदे वंदे वीरं, वीरं वंदे वंदे वीरं ।
वीरं वंदे वंदे वीरं, वीरं वंदे वंदे वीरं-वीरं० ७
वंदे वीरं वीरं वंदे, वंदे वीरं वीरं वंदे ।
वंदे वीरं वीरं वंदे, वंदे वीरं वीरं वंदे-वंदे० ८

-संयोजक मुनि शामजि.

## पद-४ सुपुत्रोयें मातापिता प्रत्ये पूज्यभावे बोलवानी धुन.

[ભારતકા ડંકા આલમમેં-એ રાગ.]

वंदेमातरं वंदेमातरं, वंदेमातरं वंदेमातरं
वंदेमातरं वंदेमातरं, वंदेमातरं वंदेमातरं वंदे० १
वंदेपितरं वंदेपितरं, वंदेपितरं वंदेपितरं
वंदेपितरं वंदेपितरं, वंदेपितरं वंदेपितरं वंदे० २

मातरंवंदे मातरंवंदे, मातरंवंदे मातरंवंदे
मातरंवंदे मातरंवंदे, मातरंवंदे मातरंवंदे मातरं० ३
पितरंवंदे पितरंवंदे, पितरंवंदे पितरंवंदे
पितरंवंदे पितरंवंदे, पितरंवंदे पितरंवंदे पितरं० ४
वंदेमातरं वंदेपितरं, वंदेमातरं वंदेपितरं
वंदेमातरं वंदेपितरं, वंदेमातरं वंदेपितरं वंदे० ५
मातरंवंदे पितरंवंदे, मातरंवंदे पितरंवंदे
मातरंवंदे पितरंवंदे, मातरंवंदे पितरंवंदे मातरं० ६

–संयोजक मुनि शामजि.

## પદ–૫ નવપદજીનું સ્તવન.

[ હું તુજ સાથે ન બોલું ઋષભજી, તેં મુજને વિસારીજી–એ દેશી. ]

જય જય જિનવર વંદું ભાવે, વંદું સિદ્ધ અનંતાજી;
ગુણવંતા ગણધરને વંદું, શાસનમાં જયવંતાજી. ૧
આયરિયા ઉવઝ્ઝાયને વંદું, મુનિવર જે ગુણવંતાજી;
પાંચે પદને પ્રેમે વંદું, ગુણ અનંત ધરંતાજી. ૨
અનંતપ્રકાશક નાણને વંદું, વંદું દર્શન દિનકરજી;
આત્મરમણ ચારિત્રને વંદું, વંદું તપપદ સુખકરજી. ૩
પંચ પરમેષ્ઠી પદને ધ્યાતાં, જ્ઞાનાદિક ગુણ ધરીએજી;
**શામ મુનિ** નવપદને સેવી, અવિચલ સુખડાં વરીએજી. ૪

## પદ–૬ ચાર મંગળ સ્તવન.

[ રાગ ઉપર પ્રમાણે. ]

પ્રથમ અરિહંત મંગળ મોટું, બીજે સિદ્ધ ભગવાનજી;
ત્રીજું મુનિ મંગળ મન ધરીએ, તુર્ય મંગળ ધર્મ ધ્યાનજી. ૧
એ ચારે મંગળ જગ મોટાં, ચારે મુખ્ય પ્રધાનજી;
એ ચારે શરણાં નિત્ય સેવું, આત્મિકશાંતિ નિધાનજી. ૨

મહાવીર મંગલ નિત્ય મ્હારે, મંગળ ગૌતમ સ્વામીજી;
**શામ મુનિ** સર્વે મુનિવરને, વંદન કરે શિરનામીજી. ૩

## પદ–૭ ચોવીશ જિન–સ્તવન.

[ રાગ ઉપર પ્રમાણે. ]

ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદ્મપ્રભ પ્યારાજી;
સુપાર્શ્વ ચંદ્રપ્રભ સુવિધિ શિતળજિન,શ્રેયાંસ વાસુપૂજ્ય મ્હારાજી. ૧
વિમલ અનંત ધર્મ શાંતિ કુંથુ અર, મલ્લિ જિન જગદાધારાજી;
મુનિસુવ્રત નમિ નેમિ પાર્શ્વ વીર, શાસનના શિરદારાજી. ૨
ચોવીશ જિનવર જગત ઉદ્ધારક, અનંતગુણુ ભંડારજી;
**શામમુનિ** નિત્ય સ્મરણુ કરતાં, પામીએ ભવજળ પારજી. ૩

## પદ–૮ વીશ વિહરમાન જિન–સ્તવન.

[ રાગ ઉપર પ્રમાણે. ]

સીમંધર યુગમંધર બાહુ, સુબાહુ સુજાત સ્મરીએજી;
સ્વયંપ્રભ ઋષભાનન રટતાં, અનંતવીર્ય ચિત્ત ધરીએજી. ૧
સૂરપ્રભસ્વામી વળી વિશાલજિન, વ્રજધર જિનવર વરીએજી;
ચંદ્રાનન ચંદ્રબાહુ ભુયંગજી, ઈશ્વર નેમી નમી તરીએજી. ૨
વીરસેન મહાભદ્ર દેવયશ, અજિતસેન અવધરીએજી;
વિહરમાન જિન વીશે વંદી, **શામ મુનિ** શિવ વરીએજી. ૩

## પદ–૯ સોળ સતીનું સ્તવન.

[ રાગ ઉપર પ્રમાણે. ]

બ્રાહ્મી સુંદરી ચંદનબાળા, રાજિમતિ ગુણુવંતાંજી;
ચારે સતીઓ બાલકુંવારાં, સંયમગુણુ ધરંતાજી. ૧
કૌશલ્યા સીતા સતી વંદું, કુંતા દ્રૌપદી સાથેજી;
ચારે સાસુ વહુની જોડી, શિયલ મુકુટમણિ માથેજી. ૨

પ્રભાવતી પદ્માવતી શિવા, મૃગાવતી સતી મોટાંજી;
ચારે બેનો જગ જયવંતાં, સતીગુણમાં નહિ છોટાંજી. ૩.
સતી સુભદ્રા સુલસા ચુલા, દયિતા નળનાં રાણીજી;
સોળ સતીને વંદું પ્રેમે, સર્વે ગુણનાં ખાણીજી. ૪.
જિનવર, ચક્રી, હરી, બલદેવનાં, જનની વંદું ભાવેજી;
અવર અનંતાં સતીઓ વંદી, **શામમુનિ** ગુણ ગાવેજી. ૫.

## પદ-૧૦ વીશ વિહરમાન જિન-સ્તવન.

[ એક અનોપમ શિખામણ ખરી રે-એ દેશી. ]

વિહરમાન જિન વંદું ભાવશુંરે,
વીશે જિનવર નિત્ય પ્રત્યે ધ્યાવશું;
ધ્યાવશું નિત્ય પ્રેમ ધરીને, ગુણ પ્રભુના ગાવતાં,
ભાવ પ્રગટે જેહને તે, તીર્થપતિ પદ પાવતા;
જ્ઞાતા અધ્યયન આઠમે, વીશ સ્થાનકે જિનવર કહે,
અરિહંત પદ ગુણ ગાવતાં, શાસનપતિનું પદ લહે. ૧.
પ્રથમ જિનેશ્વર સીમંધર સ્વામીરે,
યુગમંધર જિન, મુજ અંતરજામી;
અંતરજામી બાહુ પ્રભુજી, સુબાહુ શાસનપતિ,
એ ચાર જિનવર જંબુદ્વીપના, મહાવિદેહે જગપતિ;
સુજાત સ્વયંપ્રભ ઋષભાનન જિન, અનંતવીર્ય વખાણીએ,
સૂરપ્રભ વિશાલ વજ્રધર, ચંદ્રાનન ચિત્ત આણીએ. ૨.
ધાતકીખંડનારે દોય વિદેહમાંરે,
આઠે જિનવર વિચરે જેહમાં;
વિચરે જિનવર ચંદ્રબાહુ, ભુયંગ ઇશ્વર અતિબલી,
નેમપ્રભ વીરસેન સ્વામી, મહાભદ્ર મતિ નિર્મળી;

દેવયશ અને અજિત વીશમા એ આઠે જિન જગપ્રભુ,
પુષ્કરાર્ધ દ્વીપના દોય વિદેહે, વિચરતા નમીએ વિભુ. ૩
વીશે જિનનીરે કાયા વખાણીએરે,
ધનુષ્ય પાંચસેરે કનકસમ જાણીએ;
કનકવર્ણી અતિસુગંધા, શાંત પરમાણું તણી,
એક સહસ્રને આઠ જાણો, ઉત્તમ લક્ષણના ધણી;
અનંત કાંતિ બલ અનંતુ, આદિ સંઘયણ જેહનું,
સંસ્થાન સમચઉરસ સુંદર, પુણ્ય અનંતું તેહનું. ૪
પુણ્ય પ્રગટ્યુંરે અહો અનંતગણુંરે,
આયુ ચોરાસીરે લાખ પૂર્વતણું;
પૂર્વ ત્ર્યાશી લાખ સેવ્યું, રાજસુખ ઘરમાં રહી,
એક લાખ પૂર્વ સંયમ સાથે, તીર્થપતિ પદવી લહી;
અઢાર દોષરહિત સ્વામી, દ્વાદશ ગુણયુક્ત છો સહી,
પ્રતિહાર્ય અષ્ટસહિત પ્રભુજી, પ્રગટપણે વિચરો મહી. ૫
ધન્ય પ્રભુજીરે વીશે જિનવરારે,
પંચવિદેહેરે વિચરો દિનકરા;
દેવદિનકરે દેશના દઇ, તીર્થ ચારે સ્થાપીયાં,
નાણ દંસણ ચારિત્ર આદિ, અપૂર્વ ફળને આપીયાં;
અસુરેંદ્ર ઇંદ્ર નરેંદ્ર સર્વે, પ્રભુચરણે આવી પડે,
યોજન પચીશમાં ઇતિઓ, સ્વ ચક્ર પર ચક્ર નવ નડે. ૬
ચોત્રીશ અતિશય જિનવરના સહીરે,
વાણી પ્રકાશેરે પાંત્રીશ ગુણગ્રહી;
ગુણગ્રહી પાંત્રીશ દેશના દે, સમવસરણે બિરાજીને,
યોજન ગામિની વાણી વર્ષે, મધુર મેઘસમ ગાજીને;

દ્વાદશ પરિષદ પ્રેમથી, વાણી સુણે સાકરશમી,
પ્રભુ ! આપના શ્રીચરણકમળે, વંદન કરતી નમી નમી. ૭
સંવત નભ નિધિ ખંડ શશિ વર્ષમાંરે,
શ્રાવણ શુક્લારે પંચમી હર્ષમાં;
હર્ષે ગાયા ગુણ વીશે, વિહરમાન જિનવર તણા,
મુજ ભાગ્ય ફળીયાં ચિત્તે ચડિયા, લાભ લેખું નહીં મણા;
ગુરૂ મંગળજીસ્વામી કેરા, શિષ્ય કહે મુનિ શામજી,
રહી ચોમાસું લીંબપુરીમાં, ગાયા પ્રભુ ગુણગ્રામજી. ૮

## પદ-૧૧ પંચપરમેષ્ઠીનું સ્તવન.

[ રાગ ધોળ-પધારો પીયર ભણી-એ રાગ. ]

પ્રથમ પદે અરિહંત નમું સદા, જેહ બાર ગુણે કરી યુક્ત;
અઢાર દોષ મુક્ત, સ્મરણ શ્રીનવકારનું. ૧
જઘન્ય પદે તીર્થંકર વીશ છે, ઉત્કૃષ્ટા એકસો સીતેર;
જેમાં નહિ ફેર, સ્મરણ શ્રીનવકારનું. ૨
બાર પ્રખદામાં ઉપદેશ આપતા, ચોત્રીશ અતિશય જેહની પાસ;
પાંત્રીશ વાણી ખાસ, સ્મરણ શ્રીનવકારનું. ૩
દોયક્રોડ કેવળી બિરાજતા, ઉત્કૃષ્ટા હોય નવ ક્રોડ;
દીધાં કર્મ ત્રોડ, સ્મરણ શ્રીનવકારનું. ૪
ઘાતી કર્મ ટાળી કેવળ પામીયા, થયા મુક્તિ તણા વરનાર;
અનંત સુખ સાર, સ્મરણ શ્રીનવકારનું. ૫
એવા અરિહંતને નમીએ સદા, જેહ તર્યા અપાર સંસાર;
ભવી તારણહાર, સ્મરણ શ્રીનવકારનું. ૬
બીજે પદે સિદ્ધ ભગવંતજી, અહો આઠ ગુણો ધરનાર,
પામ્યા ભવપાર, સ્મરણ શ્રીનવકારનું. ૭

જેહ પન્નર ભેદે કરી સિદ્ધ હુવા, એકમાંહી અનેક હોય,
અનેકે એક જોય, સ્મરણુ શ્રીનવકારનું. ૮
પ્રભુ અજર અમર અકળ વિભુ, શિવ નિરંજન નિરાકાર;
નામ છે અપાર, સ્મરણુ શ્રીનવકારનું. ૯
ત્રીજે પદે આચાર્યજી ઓપતા, જિનશાસનના શણગાર;
છત્રીશ ગુણધાર, સ્મરણુ શ્રીનવકારનું. ૧૦
ગુણી ગણધર બાવન ગુણે નીલા, ગુરૂ આદિ વાણી ઝીલનાર;
કીધો ઉપકાર, સ્મરણુ શ્રીનવકારનું. ૧૧
ચોથે પદે ઉપાધ્યાય સેવીએ, જ્ઞાનદાન તણા જે દાતાર;
નમો વારંવાર, સ્મરણુ શ્રીનવકારનું. ૧૨
ગુણ પચવીશ સ્વામીવાચક તણા, ભણે ભણાવે આગમ સાર;
ધન્ય બલીહાર, સ્મરણુ શ્રીનવકારનું. ૧૩
મુનિવર નમું પદ પાંચમે, શોભે સત્યાવીશ ગુણે જેહ;
ટાળે કર્મ ખેહ, સ્મરણુ શ્રીનવકારનું. ૧૪
**મુનિશામ** કહે સ્મરણુ કીજીએ, પંચ પરમેષ્ઠી મંત્ર પ્રધાન;
સુખોનું નિધાન, સ્મરણુ શ્રીનવકારનું. ૧૫

## પદ-૧૨ નિરંજનદેવનું સ્તવન.

[ બીક લાગે ભાઇ, બાપુ પાસે જાતાં મુજને રે –એ દેશી. ]

વંદન કરૂં પ્યારા પ્રભુ પ્રીતિ ઉર ધરી; એ ટેક.
આપે અષ્ટ કર્મને ત્રોડી, એક દૃષ્ટિ સ્વરૂપમાં જોડી;
સુખ પામ્યા અનંતકોડી, જ્યોતમાંહી જ્યોત તો ખરેખરી ભળી. વં. ૧
એક માંહી અનેક જ રાજે, અનેકમાં એક બિરાજે;
સર્વ સાર્યા આત્મકાજે, કર્મરૂપી વેરીને લીધા તમે હરી. વં. ૨
ભૂખ દુઃખ નહિ કાંઈ પ્યારા, રોગ શોકથી થયા છો ન્યારા;
જન્મ જરાના લીધા આરા, મરણ ભય કર્મ કાયા દૂર તો કરી. વં. ૩

કેવળ પામ્યા છો સ્વામી, નહિ કોઈ જેહમાં ખામી;
દર્શન બીજું શિર નામી, અંજલિ સમ લોકને જોવો ફરીફરી. વં. ૪
હું અનાદિ કાલનો પ્રાણી, દુઃખ વેઠયાં અનંતા ખાણી;
સુખ આપો સેવક જાણી, જેથી જાય સર્વે પાપ દૂર તો ડરી. વં. ૫
હું માગું એટલું સારૂં, દુઃખ દૂર નિવારો મારૂં;
આપ પાસ રહેવાને ધારૂં, **મુનિશામ** તણી સાહેબ વિનંતિ જરી. વં. ૬

## પદ-૧૩ ઋષભ જિન-સ્તવન.

[ નાથ કૈસે ગજકો બંધ છોડાયો-એ દેશી. ]

ઋષભ જિન વિનતડી અવધારો, હું સેવક પ્રભુજી તમારો. એ ટેક
કર જોડી હું હર્ષ ધરીને, અરજ કરૂં તે સ્વીકારો;
આ સેવક પર કરૂણા આણી, ભવોદધિ પાર ઉતારો. ઋષભ૦ ૧

આપના નામનું સ્મરણ કરતાં, થાકું નહિ કોઈ વાર;
ગુણ અનંત પ્રભુજી તમારા, કહેતાં ન આવે પાર. ઋષભ૦ ૨

કલ્પવૃક્ષસમ આપ છો સ્વામી, સર્વનાં દુખડાં ટાળો;
રાંક જાણી મુજ ઉપર જિનજી, રહેમ રાખોને અપારો. ઋષભ૦ ૩

જળનું ધ્યાન ધરે જેમ ચાતક, તેમ છું હું ધરનારો;
કરૂણાસાગર સ્વામી તમે છો, સેવક સમ નિરધારો. ઋષભ૦ ૪

કાલ અનંત હું ભવમાં ભટકયો, તોએ ન આવ્યો આરો;
મોહ મહા વેરી મુજ પજવે, નિર્દય થઈને નઠારો. ઋષભ૦ ૫

મોટો રાજા એ મુજ ઉપર, સૈન્ય લઈ લડનારો;
બળ આપો પ્રભુ મુજને એવું, જીતી કરૂં વશ મારો. ઋષભ૦ ૬

શિવપુરમાં રહેવા મુજ અરજી, ધ્યાનમાં લહી સ્વીકારો;
**શામમુનિ** કહેચરણેનમુંછું, પ્રભુ! મારોકરોનેનિસ્તારો. ઋષભ૦ ૭

## પદ-૧૪ પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણ.

[ છપ્પય છંદ ]

અરિહંત ગુણ બાર, અષ્ટ સિદ્ધના જાણો,
આચાર્ય છત્રીશ, પચીશ ઉવઝાય પ્રમાણો,
સત્યાવીશ ગુણ સાધુ, જપતાં જય પામીજે,
શત ઉપર ગુણ અષ્ટ, ભાવ ધરીને નમીજે;
પંચ પરમેષ્ઠી પદ તણા, એકશો આઠે ગુણ કહ્યા,
**શામમુનિ** કહે સ્મરતાં, ભવોભવ પાતક ગયાં. ૧.

## પદ-૧૫ ચોવીશ જિનવરના ભવો.

પ્રથમ તીર્થંકર તણા, ભવ તેરે કહીજે,
શાન્તિતણા ભવ બાર, નવ ભવ નેમ લહીજે,
દસ ભવ પાર્શ્વ જિણંદ, સત્યાવીશ શ્રી વીર,
શેષ જિન તિહુ ભવે, પામ્યા ભવ જલ તીર,
જિહાંથી સમકીત સ્પર્શીયું, ત્યાંથી ગણ્યા ભવસાર,
**શામમુનિ** કહે જાણીયે, જપતાં જય જયકાર. ૧.

## પદ-૧૬ ચોવીશ જિનવરનાં શરીરવર્ણ.

છઠા બારમા દોય, કંકુ વર્ણ કહીજે,
ચંદ્રપ્રભુ પુષ્પદત, દોય ઉજવલ લહીજે,
મલ્લિનાથ પાર્શ્વ, નીલ તસ્ય કાયા શોભે,
મુનિસુવ્રત ને નેમ, દોય શ્યામ સુર થોભે,
સુવર્ણ સમ સોળે કહ્યા, રૂપ તણો નહિ પાર,
**શામમુનિ** કહે જાણીયે, જપતાં જય જયકાર. ૧.

## પદ–૧૭ જૈનશાળાના વિદ્યાર્થીઓએ પ્રભાતે બોલવાની શાંતિ જિન–સ્તુતિ.

[ રાગ કલ્યાણ ]

શાંતિજિનેશ્વરા ! શાંતિકર ધરા;
જૈન બાળ જૈન શાળા, ચઢતી કર કળા. એ ટેક.

હસ્તિનાગપુર ભૂપ ભલેરા, અંતરજામી આપ;
કાપો કષ્ટ અમારાં આજે, ત્રિવિધ કેરા તાપ. શાંતિ૦ ૧

વિશ્વસેન કુલમંડન રાજો, અચિરા માતા નંદ;
આપ જન્મથી અવની મધ્યે, થયો અતિ આનંદ. શાંતિ૦ ૨

અમો ઉમંગે આવ્યા આંહિ, કરવા જ્ઞાન અભ્યાસ;
નિર્મળ બુદ્ધિ આપો સ્વામી, માની અરજ આ ખાસ. શાંતિ૦ ૩

સદ્‌ગુરુ કેરા સરસ બોધથી, શરૂ થયું આ કામ;
ચિરંકાલ રાખો શાંતિ જિન, એમ કહે **મુનિ શામ**. શાંતિ૦ ૪

## પદ–૧૮ વીરપ્રભુને વિનંતિ.

[ રાગ ચોપાઇ ]

ત્રિશલા નંદન છો સુખકાર, આપ નામથી જય જયકાર;
અરજ કરૂં જોડી બે હાથ, મુજ ઈચ્છા મળવા તમ સાથ. ૧
આપે મેળવ્યું સુખ અનંત, મારા દુઃખ તણો કરો અંત;
આપ પામ્યા શાશ્વતું સુખ, મને રહ્યું અનાદિનું દુઃખ. ૨
આપ ગયા કર્મને ટાળ, હું તો રહ્યો અજ્ઞાની બાળ;
હું તો પડયો છું મોહને પાશ, જેથી થઈ પડી બહુ કાસ. ૩
સર્વ વસ્તુ આવી છે હાથ, પણ ભરૂં છું કર્મની બાથ;
વ્રત ગ્રહ્યાં ગુરુજીની પાસ, તેમાં રાખ્યું નહિ ચિત્ત ખાસ. ૪

હું તો અવગુણુ તણો ભંડાર, જેનો કહેતાં ન આવે પાર;
આપ રસ્તો કહી ગયા શુદ્ધ, જેથી પામે ઘણુા પ્રતિબોધ. ૫
કર્મ ક્ષય કરી ગયા શીવ, તમ સાથ રહ્યા મુજ જીવ;
હવે કૃપા કરો સ્વામી ! આજ, જેથી સીઝે વંછિત કાજ. ૬
આપ પામ્યા શાશ્વતું ધામ, હું તો રખડું છું ઠામો ઠામ;
મુજ અંતરે કરો પ્રકાશ, જેથી દેખું આપનો આવાસ. ૭
કર જોડી કહે **મુનિશામ**, મુને આપો શાશ્વતું ધામ;
ગુરુ **મંગળજી સ્વામી**ની પાસ, રહી દાસ કરે અરદાસ. ૮
પ્રેમ ધરી પાણેશણા માંહે, કરી વિનંતિ અતિ ઉત્સાહે;
સંવત ઓગણીશ ત્રેપન સાલ, તમ નામથી મંગલ માળ. ૯

## પદ–૧૯ વીરવંદન સ્તવન,

[ જતી રેશે કાલ જુવાનીરે છાકે છે શાથી ?-એ દેશી. ]

સિદ્ધાર્થ કુલે ચંદો, ત્રિશલા દેવીનો નંદો;
એ સકલ સુખનો કંદો, વીર! પ્રેમેથી વંદું;
જેથી લહીએ આનંદો, વીર! પ્રેમેથી વંદું. ૧

એ ત્રણ ભુવનનો દીવો, જિનેશ્વર ચિરંજીવો;
જિનજી સેવો સદૈવ, વીર! પ્રેમેથી વંદું. ૨

એ સકલ દુઃખને કાપે, શિવરમણી સુખને આપે;
સમકિત છાપથી છાપે, વીર! પ્રેમેથી વંદું. ૩

દીનબંધુ દીનાનાથ, ગ્રહો પ્રભુ મુજ હાથ;
હું રહું આપની સાથ, વીર! પ્રેમેથી વંદું. ૪

કર જોડી સેવક બોલે, નહિ આપ તણી કોઈ તોલે;
આ લેજો શાસને ખોળે, વીર! પ્રેમેથી વંદું. ૫

## પદ-૨૦ પ્રભુપ્રત્યે પ્રાર્થના.

[ કુંવરી કુંવર મારા લાડકા-એ રાગ. ]

તારો વ્હાલા પ્રભુ! મુજને, કૃપાનાથ આધાર;
તમ શરણે સ્વામી! આવીઓ, તારો તારણહાર. તારો૦ ૧
પૃથ્વી પાણી તેઉ વાયુમાં, ભમીઓ કાલ અનંત;
તરૂમાં તરૂકાલ કાઢીઓ, નાવ્યો દુઃખનો અંત. તારો૦ ૨
એમ વિગ્લેંદ્રી આદિ દઇ, ભવ કર્યા અપરંપાર;
પાંચે ઇંદ્રી હું પામીઓ, પુણ્ય તણે રે પ્રકાર. તારો૦ ૩
નરક તિર્યંચમાં ભટકતાં, આવ્યો મનુષ્યનો દેહ;
ઉંચ કુલ ધર્મ પામીઓ, નાવ્યો સમકિત ગેહ. તારો૦ ૪
તાવનું જોર છે જ્યાં લગે, ભાવે નહિ કાંઇ આહાર;
તેમ કુકર્મ વશે જીવડો, ન કરે ધર્મમાં પ્યાર. તારો૦ ૫
અજ્ઞાની થઈ આથડયો, નાવ્યો દુઃખનો પાર;
રહેમ રાખો મુજ ઉપરે, તો તરૂં ભવોદધિ પાર. તારો૦ ૬
**મંગળજીસ્વામીનો** શિષ્ય કહે, **શામમુનિ** કર જોડ;
અરજ અવધારો આ દાસની, ટાળો મુજ ભવ ખોડ. તારો૦ ૭

## પદ-૨૧ જિનવરનું ધ્યાન ધરવા વિષે.

[ પૈસાદારને પોષાય, એવી મોજ મુંબઇની-એ રાગ. ]

જિનવર ધ્યાનને ધ્યાવો, નિજ દેહમંદિરમાં,
જિનવર ધુન લગાવો, નિજ દેહમંદિરમાં. -એ ટેક.
માનવ સુંદર મંદિર પાવે, મહા પુણ્યના પ્રભાવે;
આવો અવસર શીદ ગુમાવો, નિજ દેહમંદિરમાં. જિન૦ ૧
નિર્મળ જ્ઞાન ગંગામાં ન્હાવો, લીઓ લાખેણો લ્હાવો;
સર્વે શાંતપણાથી ધ્યાવો, નિજ દેહમંદિરમાં. જિન૦ ૨

આસન સુખાસનનું ઠાવો, અંગે આલસ ન લાવો;
પ્રભુને પ્રેમે શીશ નમાવો, નિજ દેહમંદિરમાં. જિન૦ ૩
સોહં સોહં સોહં ધ્યાવો, જિનપદ ધ્યાન લગાવો;
નિર્મળ નમ્ર હૃદયથી ધ્યાવો, નિજ દેહમંદિરમાં. જિન૦ ૪
અખંડ આત્મ સ્વભાવે આવો, આનંદ ઉરે ઉભરાવો;
**શામમુનિજી** શિવપદ ધ્યાવો, નિજ દેહમંદિરમાં. જિન૦ ૫

## પદ-૨૨ કર્મથી કંટાળેલા આત્માના જિનરાજદેવ પ્રત્યે ઉદ્ગારો.

[ ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં—એ રાગ. ]

કર્મ લાગ્યાં છે મારે કેડલે,
રખડાવી મારે છે ચાર ગતિને ચોગાન રે,
જિનરાજદેવ! કર્મ લાગ્યાં છે મારે કેડલે—એ ટેક. ૧
જ્ઞાનાવર્ણીએ જ્ઞાન રોકીયું,
જેમ આંખે બાંધેલા પાટાનું નિશાન રે. જિનરાજદેવ૦ ૨
દર્શનાવર્ણી દર્શન ગુણને,
રોકે રાજપોળિયો જેમ કરીને નાકાર રે. જિનરાજદેવ૦ ૩
વેદનીકર્મ કરે છે વેદના,
જેમ મધઅફેણે ખરડેલ તલવાર રે. જિનરાજદેવ૦ ૪
આઠે કર્મોમાં મોટું મોહની,
મુંઝવી મારે મદીરાપાન સમાન રે. જિનરાજદેવ૦ ૫
આયુષ્ય કર્મે બાંધ્યો છે મુજને,
હેડમાં પડચો હોય જેમ કેદી હેરાન રે. જિનરાજદેવ૦ ૬
નામ કર્મે નાના પ્રકારની,
દેહાકૃતિ પામું જેમ ચિત્રનો કરનાર રે. જિનરાજદેવ૦ ૭

ગોત્ર કર્મે પામું છું હું પ્રભુ!
ઉંચી નીચી જાતિ આદિ આઠ પ્રકાર રે. જિનરાજદેવ૦ ૮
દાનાદિ લબ્ધી પાંચ માહરી,
અંતરાયકર્મે રોકી રાખી છે દિનરાત રે. જિનરાજદેવ૦ ૯
આઠે કર્મે ઘેરાયો હું પ્રભુ!
થઈ બેઠો છું રાજા છતાં રાંકડાની જાત રે. જિનરાજદેવ૦ ૧૦
પ્રગટે અનંત બળ એટલું,
**શામમુનિ** માગે દયાળુ પ્રભુ! દેવ રે. જિનરાજદેવ૦ ૧૧
આઠે કર્મોને અળગાં કરી,
આવી આપ ચરણે વસું નિત્ય મેવ રે. જિનરાજદેવ૦ ૧૨

## પદ—૨૩ આત્મજાગૃતિ વિષે પ્રભાતિયું.

[ જ્યાં લગિ આતમા તત્વ ચિનો નહી, એ રાગ. ]

વિશ્વસેન રાયના સૂત શાંતિપ્રભુ, માતા અચિરા તણા અંગજાત;
દ્રવ્ય ને ભાવથી શાંતિ શાંતિ કરે, તારશે આપણા એજ તાત;
જાગને જીવડા ઉઠ આળસતજી, લે ભજી ભાવથી શાંતિસ્વામી. એ ટે
કામ ને ક્રોધ મદ મોહમાં માચીઓ, રાચીઓ પાપના પંથમાંહિ;
દુષ્ટદુર્ગતિતણા બંધને બાંધીઆ,સાધીઆં નહિ શુદ્ધસુખ ક્યાંહિ, જા
અલ્પ આયુષ્યમાં આશા અધિકી કરે, વાંસના પાશમાંઆવી અડીઓ,
ક્રૂરકર્મોકરી મગન મનમાં ધરે, નવ કદિ ધર્મ નિજચિત્ત ચડીઓ. જા
ધન ધરા ધામના કામમાં કાળને, કાપિયો પાપીઆ જીવ તારો;
ધર્મ ને ધ્યાનનું ભાન ભૂલી ગયો, સાનમાં સમજને બોધ સારો. જા
પરમ આ ધર્મનો મર્મ જાણી કરી; કર્મના ભર્મને ભૂલ ભાઇ;
અંતરે આત્મના સ્વરૂપને સાચવી, રટન કર રાત દિન ધ્યાનધ્યાઈ. જા
**શામમુનિ** કહી શિખ આ સર્વને, ગર્વને ગાળી તું જ્ઞાન ગણજે;
કાલ અનાદિથી જેહ ભણીઓ નહિ,ભાવભણતર ભવિ આજભણજે. જા

## પદ–૨૪ આત્મબોધ વિષે પ્રભાતિયું.

[ ચૂપ કરી તમે ચેતોને પ્રાણી–એ દેશી ]

સમય મળ્યો છે સુંદર આજે, અવર ઉપાધિને છોડો રે;
કાર્ય કરો નિજ આતમ કેરૂં, કર્મ તંતુને ત્રોડો રે. સમય૦
પરમ પુણ્યથી નરભવ પામ્યા, આર્ય ક્ષેત્રે અવતારો રે;
ઉંચ જ્ઞાતિ ઉત્તમ કુલ મળિયું, ધર્મ હૃદયમાં ધારો રે. સમય૦
દયા પ્રભાવે દેહ નિરોગી, પૂર્ણ આયુષ્ય પ્યારૂં રે;
પ્રબળ પાંચે ઈંદ્રિયો પામી, અજ્ઞપણું કર ન્યારૂં રે. સમય૦
સર્વ સાધનો સુખકર જાણી, સદુપયોગમાં લેવાં રે;
દુરુપયોગ કરે શા કારણ ? ફરી ન મળશે એવાં રે. સમય૦
સત્યાસત્ય સ્વરૂપ સમજ તું, બુદ્ધિ નિર્મળ તારી રે;
દુર્ગતિ દ્વારને બંધ કરીને, ખોલ તું મોક્ષની બારી રે. સમય૦
સંત સમાગમથી હે શાણા ! શ્રવણ કરો વીર વાણી રે;
પાન કરો એ પરમ શ્રુતનું, અપૂર્વ ઔષધિ જાણી રે. સમય૦
બાહ્ય દૃષ્ટિને બંધ કરીને, દિવ્ય ચક્ષુથી દેખો રે;
અખૂટ ખજાનો અંતર કેરો, લક્ષ રાખીને લેખો રે. સમય૦
પુદ્‌ગલાનંદ વિષે શું પડીઓ, એહ સ્વરૂપ નહિ તારૂં રે;
આત્માનંદમાં અહોનિશ રહે તું, **શામમુનિ** સુખસારૂં રે. સમય૦

## પદ–૨૫ કાયારૂપી મઢુલીના આત્મયોગી વિષે.

[ રાગ–પ્રભાતિ. રે જીવ! જૈનધર્મ કીજીએ–એ દેશી ]

કાયા રે મઢીમાં વાસ તેં કર્યો, શુભ ધ્યાન જ ધરવા;
ધ્યાનનું ભાન ભૂલી કરી, આ શું બેઠો આચરવા ? કાયા૦
કરણ રૂપી બે બારીઓ, શુભ શ્રવણને કરવા;
અશુભ અહોનિશ સાંભળે, ફોગટ ભવ ફેરા ફરવા. કાયા૦

દોએ નેત્રો રૂપી દુર્બીનો, ગુરુ મુખ જગ જંતુ જોવા;
નજર કરે પર નારીમાં, શીલ સદ્‌ગુણ ખોવા. કાયા૦ ૩
મુખ રે રૂપી મીઠી મોરલી, પ્યારા પ્રભુ ગુણ ગાવા;
પણ પાપી મુખે મોટકા, બેઠો નિજ ગુણ ગાવા. કાયા૦ ૪
તાંબુલને તરછોડીને, કાળા કોયલા ખાતો;
વખત વિતાવ્યો આ બધો, ભક્ષાભક્ષમાં રાતો. કાયા૦ ૫
કર રે દોએ દાન કારણે, નહિ અવર આચરવા;
મૂઢ કરે ક્રૂર કર્મને, અનંત મરણોથી મરવા. કાયા૦ ૬
પગ દોએ મળિયા પુણ્યથી, ધર્મ પંથે વિચરવા;
પાપ પંથે તું પરવર્યો, દુર્ગતિ દુઃખ વરવા. કાયા૦ ૭
સુંદર મસ્તક સાંપડ્યું, દેવ ગુરુ ચરણોમાં ધરવા;
**શામમુનિ** શું ભુલીઓ ! મદ મિજાજમાં મરવા. કાયા૦ ૮

## પદ—૨૬ સમ્યક્‌ત્વ સ્વરૂપ વિષે.

[ હો નારદ ચંદેરી પતિ શું કહે—એ દેશી. ]

સમકિત વિણ સંયમ ગ્રહે, ઉગ્ર પાળે આચાર, હો ભવિજન;
નવમી ગ્રૈવેક લગી ચઢે, તો પણ ન ટળે સંસાર, હો ભવિજન;
સમકિત ગુણ પ્રગટ કરો. એ ટેક. ૧

દર્શન વિણ શ્રાવક નહિ, દર્શન વિણ નહિ જ્ઞાન, હો ભવિ૦
દર્શન વિણ ચારિત્ર નહિ, તપ સવિ કષ્ટ અજ્ઞાન. હો ભવિ૦ સમ૦૨

દર્શન વિણ ક્રિયા વડે, ન ઘટે અનંત સંસાર, હો ભવિ૦
અર્ધ પુદ્‌ગળ બાકી રહે, પામે સમકિત જેણીવાર. હો ભવિ૦ સમ૦૩

દ્રવ્ય સાધુ શ્રાવક પણે, ઓઘા મહુપત્તિના અપાર; હો ભવિ૦
મેરૂ સરીખા પુંજ જાણજો, કીધા અનંતિવાર. હો ભવિ૦ સમ૦૪

ભાવ ચારિત્રે સીઝે ઘણા, દર્શન વિણ ન સિઝંત, હો ભવિ૦
ભાવ સંયમે પણ સમકિતી, કરી ગયા ભવનો અંત. હો ભવિ૦ સમ૦૫
ગોશૃંગે સર્ષવ રહે, સમય તેટલો ધાર, હો ભવિ૦
દર્શન પ્રણતિ શુદ્ધ ધરે, તો પણ લાભ અપાર. હો ભવિ૦ સમ૦૬
એક ક્રોડાક્રોડ સ્થિતિનાં, સાતે કર્મો સમ થાય, હો ભવિ૦
તે વેળા શુદ્ધ પ્રણતિ રહે, તો સમકિત ગુણ પાય. હો ભવિ૦ સમ૦૭
સમકિત ગુણ ઉપજાવવા, ઉપાય કહ્યા જિન દેવ, હો ભવિ૦
સાત પ્રકૃતિને ક્ષય કર્યાં, ગુણ પ્રગટે તત્ ખેવ. હો ભવિ૦ સમ૦૮
સુદેવ સુગુરુ સુધર્મને, શ્રદ્ધા સહિત ગ્રહે જેહ, હો ભવિ૦
ત્યાગ કરે મિથ્યાત્વનો, કહ્યો સમકિતી તેહ. હો ભવિ૦ સમ૦૯
નવ તત્ત્વ ષટ્ દ્રવ્ય વળી, નય નિક્ષેપા પ્રમાણ, હો ભવિ૦
સમજે યથાર્થ સ્વરૂપને, તે સમકિતી જાણ. હો ભવિ૦ સમ૦૧૦
રાગદ્વેષ રહિત સદા, પુદ્ગલ પર નહિ પ્યાર, હો ભવિ૦
નિજગુણમાં રાતો રહે, ટાળે તે અનંત સંસાર. હો ભવિ૦ સમ૦૧૧
સમકિત ગુણ પ્રગટ કરી, જે પાળે શુદ્ધ વ્યવહાર, હો ભવિ૦
શાસમુનિ શિવ સદનમાં, પામે આનંદ અપાર. હો ભવિ૦ સમ૦૧૨

## પદ–૨૭ વીતરાગધર્મની આરાધના વિષે.

[સ્વામિ સીમંધરા વિનતિ–એ દેશી.]

શ્રી જિનવરજીયે ઉપદેશ્યો, ધર્મ અનેકાંતવાદરે;
સરલ સ્વભાવથી સમજીયે, તજી નિજ મત ઉન્માદરે.
જિનવર ધર્મ આરાધીયે–એ ટેક. ૧

મત અધ્યાત્મને આદરે, ધર્મક્રિયા વિણ શોક રે;
વ્યવહાર વાદીઓ એમ વદે, પામે ન તે કદિ મોક્ષરે. જિન૦ ૨

ચરણ કરણ ગુણ આદરે, નહિ અધ્યાત્મનો લેશરે;
શુષ્કજ્ઞાની મુખે એમ વદે, કરણી કેવલ કાય કલેશરે. જિન૦ ૩
એમ એકાન્તમત અભિગ્રહી, અન્યને નિંદતા જેહરે;
રાગ દ્વેષ પર પ્રણુતિથી, કર્મદલ બાંધતા તેહરે. જિન૦ ૪
આત્મશુદ્ધિ કરવા કહ્યા, નિશ્ચય ને વ્યવહારરે;
ધર્મ દોય એહ આરાધતાં, પામીએ ભવ તણો પારરે. જિન૦ ૫
માર્ગ યથાર્થને જાણતો, આણતો પ્રતિતી જેહરે;
ચારિત્રધર્મ આરાધતો, ભવ છેહ કરે ભવિ તેહ રે. જિન૦ ૬
આત્મસ્વરૂપને પામવા, સંયમ તપ સુખકારરે;
ક્ષાંત્યાદિ દશવિધ ધર્મને, સેવતાં શિવપુર દ્વારરે. જિન૦ ૭
એમ જિનરાજ આણુધરી, છોડીએ નિજ ખેંચાતાણુરે;
નિજ છાંદે નવિ ચાલવું, એ જિનવરજીની આણુ રે. જિન૦ ૮
**મંગલજી સ્વામી** ગુરુવરતણો,શિષ્ય કહે **મુનિ શામ**રે;
જિનવર ધર્મ આરાધીએ, સાધીએ શિવ સુખ ધામરે. જિન૦ ૯

## પદ-૨૮ નવ વાડની સજઝાય.

[ હાંરે લાલા શિયલ સુરંગા માનવી-એ દેશી. ]

હાંરે લાલા નારી પશુ પંડગ જિહાં,તિહાં રહે નહિ મુનિરાજરે લાલા;
સિંહ ગુફામાં મૃગલું, એ તો સિંહ તણું થાએ ખાજરે લાલા.
નવ વાડ વિશુદ્ધ પાળિયે.—એ ટેક.

હાંરે લાલા કામની કથા જો આદરે, રહે નહિ ચિત્ત ઠામરે લાલા;
લીંબુના ફળને જોવતાં, અમી આવે મુખમાં તામરે લાલા. એણી૦

હાંરે લાલા નારી આસને બેસતાં,થાએ શિયળ તણો તિહાં ભંગરે લાલા,
તનું વાસણ ઓગળે, રહે અગ્નિ તણો જો સંગરે લાલા. એણી૦

ારે લાલા રૂપ નારીનું નિરખતાં, નવિ રહે શિયળ ખાસરે લાલા;
ાચી આંખે સૂર્ય જોવતાં, ચક્ષુ તેજ તણો થાએ નાસરે લાલા. એણી૦ ૪
ારે લાલા ભીતાંતરે મુનિવર રહે, શબ્દ સૂણી થાએ કામાતુરરે લાલા;
ાઘ ગર્જારવ સાંભળી, મોર ટહુકે થઇ આતુર રે લાલા. એણી૦ ૫
ારે લાલા કામભોગ સંસારના, સંભાળે નહિ મુનિ કોઈરે લાલા;
ામન કરી સામું જુએ, એ તો કાગ, કુત્તા સમ હોયરે લાલા. એણી૦ ૬
ારે લાલા માદક આહાર આરોગતાં, નક્કિ વાધે વિષય વિકારરે લાલા;
ાવમાં ઘૃત સાકર સેવ્યાં, વાધે સન્નિપાત તેણીવારરે લાલા. એણી૦ ૭
ારે લાલા આહાર અતિ કરતાં થકાં, નવિ રહે શિયળનો ઘાટરે લાલા;
ારની હાંડીમાં ઓરિયું, સવાશેર જાયે તવ ફાટરે લાલા. એણી૦ ૮
ારે લાલા શરીર શોભાને કારણે, કરે સ્નાન ધરે શણગારરે લાલા;
ાયળ રત્ન જાયે હાથથી, જેમ હાર્યો રત્ન કુંભારરે લાલા. એણી૦ ૯
ારે લાલા નવ વાડ વીરે વરણવી, શ્રી ઉત્તરાધ્યયન મોઝારરે લાલા;
ાુરુ **મંગળજીસ્વામીના**, શિષ્ય **શામમુનિ** કહે સારરે લાલા. ૧૦

## પદ-૨૯ વીશ અસમાધિનાં સ્થાનકો વિષે.

[ હો નારદ ચંદેરી પતિ શું કહે-એ દેશી. ]

ાીઘ્ર ગતિએ ચાલતો, પૂંજ્યા વિના ભરે પાય હો મુનિવર;
ાજે કીહાં ને ચાલે કીહાં, ગુરુ સામું બોલે વાય હો મુનિવર;
ાીશ અસમાધિને ટાળીએ, જેહથી મુક્તિ પમાય હો મુનિવર. એ ટેક. ૧
ાાધુની ઘાત જે ચિંતવે, વડીલ સામું બોલે ધાર હો મુનિવર;
ાાટ પાટલા અધિક ભોગવે, ક્રોધ કરે વારંવાર હો મુનિવર. વીશ૦ ૨
ાન્ય સાધુને નિંદતો, કલેશ કરવા ભરે પાદ હો મુનિવર;
ાિશ્ચય ભાષા બોલતો, જીર્ણ કલેશ કરે યાદ હો મુનિવર. વીશ૦

અકાલે સજ્ઝાય કરે, વિણ પૂંજ્યા બેસે સાધ હો મુનિવર;
રાત્રિ પહોર ગયાં બોલવું,ત્રીશ્રીમાં કરે અસમાધ હો મુનિવર. વીશ૦ ૪
આપ અસમાધિ ઉપજાવવી,અન્યને દેવે જે કષ્ટ હો મુનિવર;
સારો દિવસ આહાર ઇચ્છતો,વિણ ગવેષણ લેવે ભ્રષ્ટ હો મુનિવર.વીશ૦૫
વીશ સ્થાનક અસમાધિનાં, સૂત્રે કહ્યાં જિનરાજ હો મુનિવર;
**શામમુનિ** સર્વ ટાળીએ, નિજ આત્મહિત કાજ હો મુનિવર. વીશ૦ ૬

## પદ ૩૭–સદ્દગુરુની ચેતવણી.

[ તે મુજ મિચ્છા મિ દુક્કડં–એ દેશી ]

પાપી પાપ તેં આચર્યાં, એ તો દુર્ગતિ દ્વાર;
પરમાધામી હાથનો, પડશે માથે પ્રહાર.
મ કર હવે તું ચેતીને, એ ટેક. ૧
દુર્ગુણથી ભરી દેહડી, શું તું ? પરનું પ્રકાશે;
દોષ દેખે નિત્ય પર તણા, નહિ આપણું ભાસે. મ કર૦ ૨
શિખ સૂણી સદ્દગુરુ તણી, તે તું હૃદયમાં ધાર;
અવગુણ ઓળખી આપણા, તેનો કર પરિહાર. મ કર૦ ૩
પરનારી સંગે રમ્યો, વેશ્યા ગમન તેં કીધાં;
વ્યસની બનીને પાપીઆ, નહિ પીવાનાં પીધાં. મ કર૦ ૪
પાપે પરિગ્રહ મેળવ્યો, ભૂલીને નિજ ભાન;
**ધન સંચય** કીધો ઘણો, નવ કીધાં તેં દાન. મ કર૦ ૫
દેવ ગુરુ વિણ આથડ્યો, દીલ ધર્મ ન ધર્યો;
દ્વાદશ વ્રતને ખંડીયાં, નવિ આશ્રવ વાર્યો. મ કર૦ ૬
મદિરા, માંસને વાપર્યાં, મધ માખણ શું નેહ;
કંદમૂળ ખાધાં ઘણાં, પાતક લાગ્યાં છે તેહ. મ કર૦ ૭

રાત્રિભોજન તેં કર્યાં, પીધાં અણગળ નીર;
અભક્ષ આથણાં નવિ તજ્યાં, તે તો જાણે છે વીર. મ કર૦ ૮
ગર્ભપાત કરાવીયા, જીવહિંસા ન મેલી;
વૃષભ ઘણા સમરાવીઆ, વૃક્ષ નાખ્યાં ઉમેળી. મ કર૦ ૯
પાપી યંત્રો ચલાવીને, અતિ આરંભ કીધો;
રમણિ રૂપમાં રાચીને, મોહ મદિરા તેં પીધો. મ કર૦ ૧૦
હાકેમ થઈને હાલીઓ, બહુ દંડ જ કીધા;
ભોળા જનોને ભોળવી, અનીતિ ધન લીધાં. મ કર૦ ૧૧
ગુણ ગાયા નિત્ય આપણા, નિંદા પારકી કીધી;
ચુંગી, હોકો નવ છોડીઆં, ગાંજા, ભાંગને પીધી. મ કર૦ ૧૨
ચાડી ખાધી પારકી, કુડાં કલંક દીધાં;
લાંચ લહી તેં પાપીઆ, અતિ અન્યાય કીધા. મ કર૦ ૧૩
કુડાં તોલાં, ત્રાજવાં, ખોટાં માપને કીધાં;
થાપણ ઓળવી પારકી, ચોરીનાં ધન લીધાં. મ કર૦ ૧૪
ગર્વ કર્યો નિજ ગાત્રનો, પરની કીધી રે હાંસી;
હર્ષ ધરી જોવા દોડીઓ, પરને દીધી જ્યાં ફાંસી. મ કર૦ ૧૫
નિત્ય નિયમ ન આદર્યા, જિન વચનો ન ધાર્યાં;
ધર્મસ્થાનકે આલોવી, પાપકર્મ ન વાર્યાં. મ કર૦ ૧૬
આવા અવગુણ તાહરા, તે તો નજરે ન દેખે;
ઉપદેશ આપે સાધુજી, તેને તો નવ લેખે. મ કર૦ ૧૭
પૂર્વ પુણ્યના યોગથી, પામ્યો નર ભવ સાર;
હવે અવગુણ છોડ તાહરા, પામવા ભવ પાર. મ કર૦ ૧૮
ગયો અવસર નહિ આવશે, એહ વચન છે સાચું;
**શામ મુનિ** કહે ધર્મમાં, નવિ રાખજે કાચું. મ કર૦ ૧૯

## પદ ૩૧–આત્મ પશ્ચાત્તાપ વિષે.

[ તે મુજ મિચ્છા મિ દુક્કડં–એ દેશી ]

જ્ઞાન દર્શન ચારિત્ર એ, રત્ન ત્રય વિરાધ્યાં;
ક્ષણિક રત્નોને ખાંતથી, પૂર્ણ પ્રેમે સાધ્યાં.
અહો અજ્ઞાનતા માહરી. એ ટેક. ૧

સ્વ વસ્તુના સ્વભાવની, કદી શોધ ન કીધી,
પર વસ્તુના પ્યારમાં, નિત્ય નજર મેં દીધી. અહો૦ ૨

આત્મ સ્વરૂપ ન ઓળખ્યું, ભૂલ્યો હું નિજ ભાન;
પર પરિણતિમાં પચી રહ્યો, સ્વ પરિણતિનું ન જ્ઞાન. અહો૦ ૩

અંતર આત્મદશા તણું, નહિ શુદ્ધ ને શાન;
બહિર આત્મામાં બાહુરો, હર્ષે થયો હેવાન. અહો૦ ૪

સ્વગુણ ગણના કરી નહિ, પર ગુણમાં રાચ્યો;
સ્વભાવ સર્વથા છોડીને, વિભાવમાં માચ્યો. અહો૦ ૫

નિરૂપાધિકથી નાસીઓ, સોપાધિકમાં શૂર;
આધિ, વ્યાધિ, ઉપાધિમાં, સદા રહ્યો ભરપૂર. અહો૦ ૬

નિર્વિકલ્પ દશા નહિ, એક ક્ષણ અવિનાશ !
સંકલ્પ વિકલ્પમાં સદા, વેગે કીધો મેં વાસ. અહો૦ ૭

શરીર યત્ના મેં બહુ કરી, લાવી પૂર્ણ પ્યાર;
અંતરની યત્ના તણો, વળતો કર્યો ન વિચાર. અહો૦ ૮

બહિર દૃષ્ટિ બહુધાપણે, ફેંકી થયો ફજેત;
અંતરની દૃષ્ટિ વડે, હેડે આવ્યું ન હેત. અહો૦ ૯

આત્મ આનંદ ઉલ્લસ્યો નહિ, લવમાત્ર હે દેવ !
પુદ્‌ગલાનંદિની પાપીએ, ટાળી નહિ કદી ટેવ. અહો૦ ૧૦

સાધ્ય સદ્ભાવે સાધ્યું નહિ, કહો કેવી આ ભૂલ ?
નહિ સાધ્ય તે સાધીને, કીધું ભવ તણું શૂળ. અહો૦ ૧૧
મલિન વિચારો માહરા, રહ્યા દિન ને રાત;
**શામ મુનિ** એમ વિનવે, તારજો મુજ તાત ! અહો૦ ૧૨

## પદ-૩૨ સન્માર્ગ તજી ઉન્માર્ગે વ્યર્થ જીવન ગાળનાર આત્માને ચેતવણી.

[ રાગ—તોટકની ચાલ. ]

સુગુરુ ને સુદેવ નમ્યો જ નહિ, કુગુરુ ને કુદેવ નમ્યો ન નમ્યો;
નિજ દોષ કદિ તું વદ્યો જ નહિ, પર દોષ સદા તું વદ્યો ન વદ્યો. ૧
શુદ્ધ સંવર ઠામે રમ્યો જ નહિ, વિષયાગૃહમાં તું રમ્યો ન રમ્યો;
શિવસાધક પંથ ગમ્યો જ નહિ, ભવસાધક પંથ ગમ્યો ન ગમ્યો. ૨
સદ્ શાસ્ત્ર વિચાર કર્યો જ નહિ, પાપ શાસ્ત્ર વિચાર કર્યો ન કર્યો;
નિજ હૃદયશુદ્ધિ થઇ જ નહિ, શરીરાદિની શુદ્ધિ થઇ ન થઇ. ૩
મન મુંડન લેશ થયું જ નહિ, શિર મુંડન માત્ર થયું ન થયું;
શીલ સ્નાન શરીરે કર્યું જ નહિ, જળ સ્નાન શરીરે કર્યું ન કર્યું. ૪
સુમતિ રમણીને વર્યો જ નહિ, કુમતિ રમણીને વર્યો ન વર્યો;
પરમેષ્ઠી તું મંત્ર પઢ્યો જ નહિ, પાપ ઇષ્ઠ તું મંત્ર પઢ્યો ન પઢ્યો. ૫
કર્મ તોડન તપ તપ્યો જ નહિ, સિદ્ધિસાધવા તપ તપ્યો ન તપ્યો;
હિતબુદ્ધિએ દાન કર્યું જ નહિ, યશ કારણ દાન કર્યું ન કર્યું. ૬
પારમાર્થિક કાર્યો કર્યાં જ નહિ, નિજ સ્વાર્થનાં કાર્યો કર્યાં ન કર્યાં;
નિજ આત્મોન્નતિમાં ધસ્યો જ નહિ, બહિરાત્મોન્નતિમાં ધસ્યો ન ધસ્યો. ૭
નિજ બોધવા કાવ્ય રચ્યાં જ નહિ, પર બોધવા કાવ્ય રચ્યાં ન રચ્યાં;
**મુનિ શામ !** શિખામણ આ તુજને, રચ્યું અષ્ટક પ્રેમ ધરી મુજને. ૮

## પદ-૩૩ અજ્ઞાનિને સત્સંગની અસર નહિ થવા વિષે.

[ રાગ—ધોળ. ]

લોઢું લાલ બને અગ્નિ સંગે, પણ રાતું રહે ક્ષણ વાર;
નીકળ્યું જો બહાર, સંગત એને શું કરે?
જેનું અંતર જાણો કઠોર, સંગત એને શું કરે? એ ટેક. ૧

બાર મેઘ વરસે બહુ જોરથી, પણ મગશીળીઓ ન ભીંજાય,
બીજા ગળી જાય, સંગત એને શું કરે? ૨
ઘૃત દૂધ સાકરને સીંચો સદા, લીંબડાની કડવાશ ન જાય;
મધુર નવિ થાય, સંગત એને શું કરે? ૩

ચંદનવૃક્ષના મૂળે વસી રહ્યા, મણિધર મૂકે ન સ્વભાવ;
જાણ્યો ન પ્રભાવ, સંગત એને શું કરે? ૪
આંધણ ઉકળતા માંહિ ઓરિયો, કણ કોરડું તે ન રંધાય;
અવર ગળી જાય, સંગત એને શું કરે? ૫

પાણી માંહિ પડ્યો રહે સર્વદા, કાળમીંઢ તણું કેવું જોર;
ભીંજાય ન કોર, સંગત એને શું કરે? ૬
ધોવે સાબુ સો મણને સાથે લહી, પણ કોયલો શ્વેત ન થાય;
કાળપ નવિ જાય, સંગત એને શું કરે? ૭

ખરને નિર્મળ જળમાં નવરાવતાં, રાખ દેખી દોડ્યો તત્કાળ;
આણી મન વ્હાલ, સંગત એને શું કરે? ૮
ઝરમર ઝરમર મેહુલા વરસિયા, નીલી કંચન થઈ વનરાય;
જવાસો સુકાય, સંગત એને શું કરે? ૯

કાળા રંગનું કપડું લેઇ કરી, રાતા રંગમાં કરે ઝબોળ;
મટે નહિ ડોળ, સંગત એને શું કરે? ૧૦

કસ્તુરીના ક્યારા માંહિ રોપતાં,નવિ જાય લસણ કેરી બાસ;
દુષ્ટ જેની વાસ, સંગત એને શું કરે ? ૧૧
કસ્તુરી ને કપુરના ગંજમાં, કદી ડુંગળીને દાટે કોઇ;
સુગંધી ન હોય, સંગત એને શું કરે ? ૧૨
કાગે હંસ તણીરે સોબત કરી, ચૂકયો નહિ પોતાનાં ચરિત્ર,
જો જો એની રીત, સંગત એને શું કરે ? ૧૩
દુર્જન સંગત સજ્જનની કરે, અંતર દુષ્ટપણું નવિ જાય;
આપી બોધ કાય, સંગત એને શું કરે ? ૧૪
સતી સદ્ગુણવંતીના સંગમાં, કદી કુલટાને નાવે રંગ;
ખોટા જેના ઢંગ, સંગત એને શું કરે ? ૧૫
ગાઢ અજ્ઞાની જ્ઞાન પામે નહિ, કરે સંત સમાગમ આમ;
કહે **મુનિ શામ**, સંગત એને શું કરે ? ૧૬

## પદ–૩૪ શુભાશુભ કર્મની વિચિત્રતા વિષે.

[ કામી શું ના કરે ?–એ રાગ. ]

કર્મ ચાહે સો કરે, કીધેલરે, કર્મ ચાહે સો કરે–એ ટેક.
ઈન્દ્રને સિંહાસનથી ઉઠાડી, કીટકપણે વિષ્ટામાં પાડી;
ફરીથી ઈન્દ્રપદ ધરે, કર્મ ચાહે સો કરે. ૧
રાજાધિરાજનું રાજ છિનાવી, રંક રોતલ સમ દીએ બનાવી;
રંકને રાય કરે, કર્મ ચાહે સો કરે. ૨
કલશિ કુટુંબ હોય જેહનું, ઉજ્જડ સર્વથા કરે તેહનું;
નહિ ત્યાં અભરયાં ભરે, કર્મ ચાહે સો કરે. ૩
સુખણી સૌભાગ્યવતિને ચીડે, નિરાધાર વિધવા કરી પીડે;
નયને નીર ઝરે, કર્મ ચાહે સો કરે. ૪

મુનિવર મુક્તિ તણા જે વિલાસી, કોપી તેહને કરે ઉદાસી;
ચોરાશી ફેરમાં ફરે, કર્મ ચાહે સો કરે. ૫
નિર્ધનને ધનવાન બનાવે, ધનવાન નિર્ધન થઇ જાવે;
સંપત્તિ સર્વને હરે, કર્મ ચાહે સો કરે. ૬
વસ્તીને ઉજ્જડ કરી જાવે, ઉજ્જડ ત્યાં જઇ વસ્તી વસાવે;
દેખીને દીલડું ડરે, કર્મ ચાહે સો કરે. ૭
રંકસુતા રાણીપદ સ્થાપે, રાણીને આપદ અતિ આપે;
સુણી સહુ થર થરે, કર્મ ચાહે સો કરે. ૮
કર્મ કાયદો સર્વને માટે, જાણીને ન કરે તે ખાટે;
**શામ મુનિ** શિખરે, કર્મ ચાહે સો કરે. ૯

## પદ–૩૫ આત્મબોધ વિષે.

[ પોપટ! તન પીંજર નથી તારૂં—એ રાગ. ]

ચૈતન્ય! નિજ સ્વરૂપ લે જાણી, સુણી વીર પ્રભુની વાણી. એ ટેક.
નિજ સ્વરૂપને સમજ્યા વિણુ તું, ભટક્યો ભવની ખાણી;
જન્મ મરણના દુઃખ દરિયામાં, ડૂબ્યો પાપી પ્રાણી. ચૈતન્ય૦ ૧
જડ બુદ્ધિથી જડ વસ્તુમાં, મોજ રહ્યો શું માણી?
નિજ ગુણ છાંડી પર ગુણ રાચે, તુજ મતિ કેમ મુંઝાણી? ચૈતન્ય૦ ૨
બહિરાત્મનું ભાન ભૂલી જા, અંતર આત્મ લે જાણી;
ધ્યાન લગાવે પરમ ઇશનું, પરમ પ્રેમને આણી. ચૈતન્ય૦ ૩
**શામ મુનિ** આ આત્મબોધને, અંતરમાં લે આણી;
અવર ઉપાધિ સર્વ છોડી દે, વરવા શિવપટરાણી. ચૈતન્ય૦ ૪

## પદ–૩૬ આત્માને ઉપદેશ.

જીવ તું ચેત ચિત્ત મોઝાર, તું તો ભમ્યો અનંતી વાર–એ ટેક.

જન્મ મરણ અરૂજરા રોગથી, પીડિત દેહ અપાર;
નરક તિર્યંચ નિગોદે રખડતાં, નાવ્યો દુઃખનો પાર. જીવ૦ ૧
કર્મ કેકૂથી નથી દેખતો, અરે મૂઢ ગમાર;
પાપ કરીને પડીશ નરકમાં, જડશે જમનો માર. જીવ૦ ૨
ખાન પાન શુલતાને રાતો, નહિ આત્મ ઉદ્ધાર;
ઉત્તમ અવસર આજે પામી, મૂર્ખ કાં તું હાર. જીવ૦ ૩
સમજુ તો શિખામણ સૂણી, પામે બોધ અપાર;
મૂર્ખ તે તો નહિ માનશે, કેહતાં કેટલીક વાર. જીવ૦ ૪
લક્ષ ચોરાશી ભમતાં થાક્યો, કરતાં જ્ઞાન વિચાર;
**શામ મુનિ** કહે થયો ઉદાસી, હવે ધર્મ આધાર. જીવ૦ ૫

## પદ–૩૭ જિજ્ઞાસુઓને ઉપદેશ.

[ ગોકળીઉં નાનું ગામડીઉં, શા માટે નાવો શામ—એ રાગ ]

સોભાગી સુંદર શ્રવણે સૂણી, ઉપદેશ આ ધરો–એ ટેક.
ઉત્તમ કુલે જન્મજ લીધો, નીતિ નાવે બેસી ભવ ઉદધિ તરો. સો૦ ૧
વૈર વિરોધ કદી નવ કરીએ, મૈત્રીભાવ સદા નિજ દીલમાં ધરો; સો૦
નિજ જીવન સમ જાણી સર્વમાં, પર પ્રાણી વધ તુમે કદી ના કરો. સો૦ ૨
કુડી શાખો સહી શિક્ષાથી, નિજ આબરૂને શીદ ખલેલ કરો; સો૦
અસત્ય વચન કદી નવ બોલો, સત્ય પ્રિય વાણી મુખે સદા ઓચરો. સો૦ ૩
ચોરી કરતાં કર્મ બંધાએ, પર વસ્તુ ઓળવીને શીદ ભવ ફરો; સો૦
પર નારી પર દૃષ્ટિ ન કરવી, નિજ માતા બેની સમ ગણી પરહરો. સો૦ ૪
પ્રભુપ્રાર્થના કદી નવ ચૂકો, વીર વાણી શુદ્ધ ચિત્તે શ્રવણ કરો; સો૦
શુદ્ધ સામાયિક નિત્ય નિયમને, કરી **શામમુનિ**કહેધૈર્યતાધરો. સો૦ ૫

## પદ–૩૮ દુર્ગુણ તજવા વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

સોભાગી સુંદર શ્રવણે સૂણી, દુર્ગુણ દૂર કરો–એ ટેક.
છોડી દુર્જનતા સજ્જનપણાને, ધરી પરમાર્થી કાર્ય પ્રેમથી કરો. સો૦
સાતે વ્યસનો દૂરથી તજશો, તો તો સ્વર્ગ સુખ તમ સુખેથીવરો; સો૦
રાત્રિભોજન પાપજ મોટું, પશુ સમ અહોનિશ ચારો શું ચરો ? સો૦
પ્રાણી વધથી બનતી ચીજો, લહીને સ્વ પર માટે નહિ વાપરો; સો૦
પીછાં ટોપી હસ્તીદાંતો, કચકડા રેશમીથી શોભા શું ધરો ? સો૦
કન્યાવિક્રય ક્રૂર કર્મથી, અલગ રહીને આપ દીલમાં ડરો; સો૦
હોકો બીડી અફીણ ગાંજો, ભાંગ ચાના રગડાની કુટેવ હરો. સો૦
જેથી ક્ષયના રોગ વધે છે, દુઃખ માંહી પીડા પામી શીદને મરો; સો૦
**શામમુનિ** કહે શિખ સૂણીને, અવગુણ છોડી ગુણઓણી આદરો. સો૦

## પદ––૩૯ પરસ્ત્રી ત્યાગ વિષે હિતશિક્ષા.

[ કામ છે દુષ્ટ વિકારી, અહો બંધુ ! કામ—એ રાગ. ]

પર નારી દુઃખકારી, અહો બંધુ, પર નારી દુઃખકારી–એ ટેક.
તેહના સંગે થાયે ખુવારી, માટે દ્યોને વિસારી. અહો૦
ગરજ પડયે ઘેલી થઈ આવે, લાગે મોહથી પ્યારી; અહો૦ ૧
ગરજ વિના તે સામું ન જોવે, એવી મહિલા નઠારી. અહો૦
લાજ ઘટે સર્વ લોકો માંહિ, રમતાં તેહ શું જારી; અહો૦ ૨
તપ જપ કરણી સર્વે જાણો, તેહથી નાશ થનારી. અહો૦
નારી સંગે નર નરકને પામ્યા, જીહાં છે દુઃખ અપારી; અહો૦ ૩
એવું જાણી સર્વે બંધુ, પત્નીવ્રત લ્યો સ્વીકારી. અહો૦
ગુરુ **મંગળજી સ્વામી** પ્રતાપે,**શામમુનિ** શિખસારી. અહો૦ ૪

## પદ-૪૦ સાત વ્યસન-નિષેધ વિષે.

[વીરા વેશ્યાના યારી-એ રાગ]

વ્યસન સાત નિવારી, કરો તૈયારી, સૌ નર નારી, આત્મ સાધવા;
વ્યસન છે દુઃખકારી, મૂકો વિચારી, કહું આ વારી, આત્મ સાધવા-એ ટેક.
સાખી-વ્યસન સાતે સેવ્યાથી ભાઇ, પામે દુઃખ અપાર;
મોટા રાજા ચક્રી જેવા, પહોંચ્યા નર્ક મોઝાર;
હાર્યા પાંડવ નારી, વાત એ ધારી, મૂકો જુગારી.-આત્મ૦ ૧
સાખી-રાજા પુંડરિક ગૃદ્ધ થઈને, ભોગવ્યો માંસનો આહાર;
ત્રણ દિવસમાં કર્મને બાંધી, પહોંચ્યો નર્ક મોઝાર;
સારો સંયમહારિ, થયો ખુવારી, જુઓ નિરધારી.-આત્મ૦ ૨
સાખી-મદિરા છાકથી યાદવ કુંવરો, આવ્યા તાપસ પાસ;
કષ્ટ આપ્યાથી કોપી ઋષિએ, નિયાણું કીધું ખાસ;
દ્વિપાયણે દ્વારિકા બાળી, વ્યસનને વારી, કરો તૈયારી.-આત્મ૦ ૩
સાખી-શેઠ કેવનો નગરી જોવાને, નિકળીઓ એક દિન;
દેખી વેશ્યાએ તેને બોલાવ્યો, થઇ ગયો તેમાં લીન;
સર્વે પૈસા હારી, થયો લાચારી, મૂકો ધિક્કારી.-આત્મ૦ ૪
સાખી-વ્યસન નઠારૂં ગ્રહણ કર્યાથી, જુઓ શ્રેણિકરાય;
તીવ્ર ભાવથી હરણી વીંધી, ટાંકુ નરકનું થાય;
છોડો સંગ શિકારી, જ્ઞાનને ધારી, શિખઃ છે સારી.-આત્મ૦ ૫
સાખી-ચોર અભંગસેન ચોરી કરીને, પહોંચ્યો નરક મોઝાર;
રાજા કપટ કરીને કોપ્યો, કીધો કુળ સંહાર;
એમાં છે દુઃખ ભારી, દીલમાં ધારી, મૂકો નિવારી.-આત્મ૦ ૬
સાખી-રૂપ સુણીને રાવણ આવ્યો, લેવા સીતાજી તામ;
કપટ કરીને ગ્રહણ કીધી, લહી ગયો નિજ ઠામ;
રામે રાવણ મારી, સીતાને વારી, મૂકોને જારી.-આત્મ૦ ૭

સાખી–વ્યસનો સાતે સેવ્યાથી ભાઈ, દુઃખી થયાં છે અનેક;
અપયશ પામે આ ભવ કેરો, પર ભવે નરકની છેક;
હેતે હૈયામાં ધારી, મૂકો વિસારી, કહું હિતકારી.–આત્મ૦

સાખી–ગુરુ **મંગળજીસ્વામી** પ્રતાપે શિષ્ય કહે **મુનિશામ**;
ઉત્તમ ધર્મનો મર્મ જાણીને, છોડો વ્યસન તમામ;
વીર વાણી વિચારી, સમકિતધારી, થાઓ નરનારી.–આત્મ૦

## પદ–૪૧ રાજીમતિ સતીની નેમપ્રભુ પ્રત્યે સદ્‌ભાવના.

[ રાગ–પુનમની ચાંદની ]

પરમ કૃપાળુ પ્રભુજી, દીધાં દર્શન પ્રેમથી રે;
મારા મનના મોહન, અંતરના આધાર;
આ દાસીનાં દુખડાં સર્વે, દૂર ટાળજો રે;
શિવનગરીમાં જાવા, સાથે લ્યો આધાર. પરમ૦ ટેક. ૧

સાખી–સાસરીએ હું નહિ રહું, પિયર પર નહિ પ્રેમ;
સુખ સંસારી છોડીને, સાથે આવું નેમ;
આજે અપાર અર્ણવ, પાર ઉતારણ કારણે રે;
આવ્યા આપ ચલાવી, ઉગ્રસેન દરબાર. પરમ૦ ૨

સાખી– સમય જાણીને આવીયા, વિગતે કરવા વાર;
ગુરુવર સ્વામી ગુણનિધિ, અબલાના આધાર;
પૂર્વ ભવનો પ્રેમ પવિત્ર, આપે પાળીઓ રે;
દયાળુ દેવથી આનંદ, અંતરમાં અપાર. પરમ૦ ૩

સાખી–પ્રીત સગાઈ મેં કરી, અખંડ રહેવા કાજ;
તોરણ આવ્યા તારવા, શામળીઆ શિરતાજ;
એવા વિવેકી વરને, જાઉં કોટી વારણે રે;
ત્રિવિધ તાપ ટાળીને, શાંતિના કરનાર. પરમ૦ ૪

સાખી–વિશ્વેશ્વર વળગી રહી, પૂરણ રાખી ટેક;
અવર કંથ નહિ આદરૂં, ઇણ ભવ સ્વામી એક;
માટે મનમાં ઇચ્છા, શ્રી ભગવંતને ભેટવા રે;
સુંદર શિવપુરીમાં, દેવ તણે દરબાર. પરમ૦ ૫

સાખી–આત્મધર્મ હું આદરૂં, કુટિલ તજી સહુ કામ;
તારક હે પ્રભુ ! તારજો, નેમિ આપનું નામ;
પૂરણ પૂરુષોત્તમના, પવિત્ર પગલાં પામીને રે;
આવું પગલે પગલે, પાછળ ગઢ ગિરનાર. પરમ૦ ૬

સાખી–નાથ નગીના નેમજી, લળી લળી લાગું પાય;
વિચાર આ અંતર તણો, પામી આપ પશાય;
હે શરણાગત સ્વામી ! અબળાને ઉદ્ધારજો રે;
વ્હાલા વેગે કરજો, નારીનો નિસ્તાર. પરમ૦ ૭

સાખી–તોરણથી પાછા વળ્યા, બહાદુરી ધરી નેમ;
તેમ સતી રાજીમતિ, પતિવ્રત પાળ્યું પ્રેમ;
ધન્ય રહનેમિ પણ સંયમથી, શિવપુરી વર્યા રે;
વંદે શામ મુનિ તે, ત્રણેને વારંવાર. પરમ૦ ૮

## પદ–૪૨ નેમિ પ્રભુ અને રાજીમતિ વિષે.

[ મણિ તુલ્ય મહારાજ, કરૂં અરજ હું આજ-એ રાગ ]

સમુદ્રવિજય કુલચંદ, શિવાદેવીના નંદ, છોડયા જગતના ફંદ,
શિવપુરીમાં સુખે સિધાવીયા. —એ ટેક. ૧

પેખી પશુના વૃંદ, સૂણી સ્વર આક્રંદ, જાન વાળી જિણંદ. શિ૦ ૨
રાજુલ બોલે છે એમ, પાછા જાઓ છો કેમ? પ્રભુ બોલોને નેમ. શિ૦ ૩
વંદું આણીને વ્હાલ, પ્રભુ રાખોને ખ્યાલ, તમે દીનદયાળ. શિ૦ ૪.

દીધું વાર્ષિક દાન, સંયમ લીધો સુજાન, પામ્યા કેવળજ્ઞાન. શિ૦ ૫
વાણી અમૃત ધાર, સાંભળીને તે વાર, બોધ પામ્યા નરનાર. શિ૦ ૬
મુનિ સહસ્ર અઢાર, સતિ ચાલીશ હજાર, લીધો સંયમ ભાર. શિ૦ ૭
રાજુલ મળવાને નાથ, ચાલ્યાં સાધ્વીઓ સાથ, ગૃહી હાથમાંહાથ. શિ૦ ૮
આવ્યાં ગઢ ગિરનાર, તિહાં વર્ષ્યો જળધાર, રાજુલ ભીંજ્યાં તેવાર. શિ૦૯
ગયાં ગુફાની માંય, ચીવર સુકાવા ત્યાંય, દીઠા દેવર ભાઇ. શિ૦ ૧૦
રાજુલ રૂપ નિહાળ, ચૂકયોચરિત્રખ્યાલ, આણ્યોવિષયમાંવ્હાલ. શિ૦ ૧૧
રાજુલ સતીનો વીર, બોધ સૂણી સુધીર, થયા સંયમમાં સ્થિર. શિ૦ ૧૨
નવે ભવની આ પ્રીત, જેણે રાખી ખચીત, જુઓ ઉત્તમની રીત. શિ૦ ૧૩
ધન્ય રાજુલ ને નેમ, ધન્ય મુનિ રહનેમ, પાળ્યો પૂર્ણ તે પ્રેમ. શિ૦ ૧૪
**શામમુનિ**ની આશ, પુરો પ્રભુજી ખાસ, આપો શિવપુર વાસ. શિ૦ ૧૫

## પદ–૪૩ મંગળ સ્તવન પહેલું.

[ પહેલું તે માંગલિક, જે ધરે જીવનાં જતન કરેજી–એ દેશી ]

પહેલું તે માંગલિક, અરિહંત દેવ મારે મન વસ્યાજી;
બીજું તે માંગલિક, સિદ્ધ પ્રભુ ધ્યાને મન ઉલસ્યાંજી;
ત્રીજું તે માંગલિક, મુનિવરા નિત્ય નમું નેહથીજી;
ચોથું તે માંગલિક, જિનવર ધર્મ ધરૂં સ્નેહથીજી. ૧

પાંચમું તે માંગલિક, પંચ પદ પરમેષ્ઠી ધ્યાઇએજી;
છઠું તે માંગલિક, સોળ સતિ ગુણ નિત્ય ગાઇએજી;
સાતમું તે માંગલિક, જ્ઞાન રૂપી દીવો દીલમાં ધરોજી;
આઠમું તે માંગલિક, સમકિત સૂર્ય પ્રગટે ખરોજી. ૨

નવમું તે માંગલિક, નવ વાડે શુદ્ધ શીલ સાદરોજી;
દશમું તે માંગલિક, દશવિધ યતિ ધર્મ આદરોજી;

અગિયારમું તે માંગલિક, અંગ અગિયારે ધન્ય જે ભણેજી;
બારમું તે માંગલિક, બાર ભેદે તપ તપી કર્મ હણેજી. ૩

તે ઘરે માંગલિક, જે ઘરે દયા દેવી દીલ વસ્યાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સત્ય શીલ ઉલસ્યાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સંપી સર્વ ચાલતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે વિનય ગુણે મ્હાલતાંજી. ૪

તે ઘરે માંગલિક, જે ઘરે વીર વાણી વર પઢેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે મીઠી વાણી સુખ વદેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સેવાધર્મે શોભતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે દાન ગુણે દીપતાંજી. ૫

તે ઘરે માંગલિક, જે ઘરે રાત્રિ ભોજન નવ કરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે નિત્ય નવાં વ્રત ધરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે જ્ઞાન ગુણે ખીલતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે ધર્મધ્યાને ઝીલતાંજી. ૬

તે ઘરે માંગલિક, જે ઘરે પર નિંદા નવ કરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સદ્‌ગુણો શિર ધરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે કદિ નવ કોપતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સ્વર્ગ સમાં ઓપતાંજી. ૭

તે ઘરે માંગલિક, જે ઘરે મંગળ મન રાખતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે મંગળ વાણી ભાખતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે મંગળ કામો નિત્ય કરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે શામ મુનિ શિવ વરેજી. ૮

## પદ-૪૪ મંગળ સ્તવન બીજું.

[ રાગ ઉપર પ્રમાણે ]

તે ઘરે માંગલિક, જે ઘરે માત સેવા સૂત કરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે પિતા ચરણે પુત્ર પડેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સાસુ–સેવા વહુ કરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે વહુ પુત્રી સમ ઠરેજી. ૧

તે ઘરે માંગલિક, જે ઘરે પતિ–સેવા સતી કરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે શીલગુણ સહુ ધરેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સમોવડીઆં સંપી રહેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે કડવાં વેણ નવ કહેજી. ૨

તે ઘરે માંગલિક, જે ઘરે આવ્યાંને આદર દીએજી;
તે ઘરે માંગલિક, જે ઘરે લાહવો લાખેણો લીએજી;
તે ઘરે માંગલિક, જે ઘરે જિનવર ગુણ સ્તવેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે જુઠું નવ કોઈ લવેજી. ૩

તે ઘરે માંગલિક, જે ઘરે સર્વ તણું હિત ઇચ્છેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે સર્વ તણું સુખ વાંચ્છેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે વ્યસન માત્ર નવ હોવેજી;
તે ઘરે માંગલિક, જે ઘરે કોઈ પણ નવ રોવેજી. ૪

તે ઘરે માંગલિક, જે ઘરો સ્વચ્છ પણે શોભતાંજી;
તે ઘરે માંગલિક, જે ઘરે રોગ નવી થોભતાજી;
તે ઘરે માંગલિક, જે ઘરે મંગળ ગીતો ગાજતાંજી;
ધન્ય તે શામમુનિ, જે ઘરે સર્વ મંગળ રાજતાંજી. ૫

## પદ–૪૫ ગુરુદેવનાં દર્શન કરવા વિષે.

[ આવો મારા નટવર નાનડીઆ–એ રાગ ]

ચાલો બેની ગુરુદર્શન જઇએ, હાંરે જઇ લ્હાવો લાખેણો લઇએ;
ચાલો બેની ગુરુદર્શન જઈએ. –એ ટેક. ૧
ગુરુ મારા ગુણ તણા દરિયા, હાંરે મારા પાપ ભવોભવ હરિયાં. ચા૦ ૨
ગુરુ બોધિબીજ તણા દાતા, હાંરે ગુરુ દર્શનથી સુખ શાતા. ચા૦ ૩
ગુરુ કંચન કામિનીના ત્યાગી, હાંરે ગુરુ દશ વિધ ધર્મના રાગી. ચા૦ ૪
ગુરુ ધર્મકથા ત્યાં બોલે, હાંરે નહિ સદ્ગુરુના કોઈ તોલે. ચા૦ ૫
ગુરુ શુદ્ધ સંયમ તપધારી, હાંરે એહવાં ગુરુદર્શન સુખકારી. ચા૦ ૬
ગુરુવાણી આત્મ હિતકારી, હાંરે જેથી પામીએ ભવજળ પારી. ચા૦ ૭
કહે **મુનિશામ** ઉલ્લાસે, હાંરે ગુરૂ **મંગળજીસ્વામિ**ની પાસે. ચા૦ ૮

## પદ–૪૬ ગુરુરાજના ગુણ વિષે ગહુંળી.

[ મેં તો અગરની ખાણ ઉઘાડી રે—એ રાગ ]

ગુરુ દેશના આપે છે રૂડી રે, જેની પાસે જ્ઞાન રૂપી સુડી રે;
ગંભીર ગુરુજી પાટે બિરાજે રે, વાણી મેઘ અષાઢો જેમ ગાજે રે. ૧
ભવિજન શ્રવણ કરો ભલા ભાવે રે, મારા ગુરુ સમ કોઇ ન આવે રે;
મેં તો ગુરુ મુખમુદ્રાને દીઠી રે, ગુરુવાણી લાગે અતિ મીઠી રે. ૨
ગુરુ રૂપ અતિશય શોભે રે, દેખી મન મારૂં અતિ થોભે રે;
સાથે શિષ્યસમુદાય સારો રે, તેહ લાગે છે સર્વને પ્યારો રે. ૩
ગુરુ જન્મ જરા મરણ ટાળે રે, નિજ આતમને અજવાળે રે;
કંચન કામિનીના ગુરુ ત્યાગી રે, એક મોક્ષ તણી લય લાગી રે. ૪
સર્વ શાસ્ત્ર તણા ગુરુ જાણુ રે, તેમનાં વચન કરૂં હું પ્રમાણ રે;
કરૂં વિનતિ હું કરજોડી રે, ગુરુ તસ્દી લેજો તમે થોડી રે. ૫

આપ કરો ભવ્ય ઉપકાર રે, ગુરુ ગુણ તણો નહીં પાર રે;
નિર્ગ્રંથ ગુરુને શરણે જાવું રે, પાય વાંદીને પાવન થાવું રે.
ગુરુ દેશના અમીરસ વાણી રે, ચિત્ત ધારો તમે ભવ્ય પ્રાણી રે;
કામ કષાય દૂર નિવારો રે, સત્ય શિયળ હૃદયમાં ધારો રે.
આવી વાણી તણો લીયો લાવો રે, અમૂલ્ય અવસર શિદ ગુમાવો રે;
**શામ મુનિ** કહે હરખાઇ રે, મનગમતી આ ગહુંળી ગાઇ રે.

## પદ-૪૭ જૈન કન્યાઓને શિખામણ.

[ સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવ્યાંજી રે-એ દેશી ]

આઠ વર્ષની ઉમર પામી, બાળપણું તમે છોડોજી રે;
કન્યાશાળાએ નિયમિત જઇને, ભણતરમાં ચિત્ત ચોડો;
કુમારી બેનોજી રે.- એ ટેક.

શરીરની સુંદર વસ્ત્રોથી, મર્યાદા સાચવીએજી રે;
સારી સખીની સોબત કરીએ, જુઠ કદી નવ લવીએ. કુમારી૦

પ્રભાતે ઉઠીને બેનો, માતપિતાને નમીએજી રે;
ઘર છોડીને શેરી પર ઘર, કામ વિના નવ ભમીએ. કુમારી૦

માતાજી શિખામણ આપે, તેમાં ધ્યાનજ દઇએજી રે;
સમય થાય ત્યાં જૈનશાળાએ, રજા લઇ નિત્ય જઇએ. કુમારી૦

ભણાવનાર માસ્તરને બેનો, હાથ જોડીને નમીએજી રે;
જેથી વિદ્યા અધિક આવડે, વળી તે સહુને ગમીએ. કુમારી૦

સામાયિક શિખો મન હોંશે, અર્થ હૈયામાં ધારીજી રે;
પડિક્કમણું પણ પૂરણ કરવા, શિખ ધરો આ સારી. કુમારી૦

ગામ માંહિ જો સાધુ સાધ્વી, બિરાજતાં તમે જાણોજી રે;
દર્શન કરવા કદી ન ચૂકો, શિખામણ એ આણો. કુમારી૦

ધર્મ દિવસમાં ધર્મ પુસ્તકો, વાંચીને વીર ભજીએજી રે;
ગંજીપો ચોપાટ ન રમીએ, વળી જુગટું તજીએ. કુમારી૦ ૮
પ્રભાતે ને રાતે સૂતાં, નવકાર મુખથી ગણીએજી રે;
દાતણ ને જમણ વેળાએ, તેજ મંત્રને ભણીએ. કુમારી૦ ૯
રાત્રિભોજન કદી નવ કરીએ, કંદમૂળને ત્યાગોજી રે;
**શામ મુનિની** શિખ સૂણીને, ધર્મમાર્ગે લાગો. કુમારી૦૧૦

## પદ-૪૮ શ્રાવિકા પચીશી.

[ સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવ્યાંજી રે-એ રાગ ]

દેવ ગુરુને નમન કરીને, શિખ કહું છું સારીજી રે;
પતિવ્રતા સુસતી બ્હેનોને, સાંભળતાં સુખકારી.
શ્રાવિકા બ્હેનોજી રે. — એ ટેક. ૧
નિજ પતિ પહેલાં પ્રભાતે વહેલાં, ઉઠી ધ્યાનજ ધરવુંજીરે;
શુદ્ધ વૃત્તિથી સ્મરણ કરવું, પાપ સકળ પરહરવું. શ્રાવિકા૦ ૨
માત પિતા સાસુ સસરાને, તીર્થ રૂપે જાણીજી રે;
નિત્ય ઉઠીને દર્શન કરીએ, નમન કરે તે શાણી. શ્રાવિકા૦ ૩
સાસુને માતા સમ જાણી, ભક્તિ ભાવથી કરીએજી રે;
ઉંચે વચને સામું ન બોલો, વિનય ગુણને વરીએ. શ્રાવિકા૦ ૪
દેરાણી, જેઠાણી, સાસુ, નણંદ ભોજાઇ સાથેજી રે;
હળી મળીને ચાલો બ્હેનો, મરણ ગાજતું માથે. શ્રાવિકા૦ ૫
સગાં પાડોશીને સંતોષી, સૌથી હળી મળી ચાલોજી રે;
વૈર વિરોધ ને કજીઆ ક્લેશ, મૂળથી તેને બાળો. શ્રાવિકા૦ ૬
આવ્યાંને આદર અતિ દીજે, મીઠે વચને બોલીજી રે;
જેથી જશ વિશેષે વાધે, જો જો ચક્ષુ ખોલી. શ્રાવિકા૦ ૭

ઘંટી ખાંડણીઓ ને ચૂલો, વાસી વાસણ બ્હેનોજી રે;
પૂંજ્યા વિણ તે નવિ વાવરીએ, પાપ ઘણું છે તેનું. શ્રાવિકા૦
ઘરનું કામ કરતી વેળા, દયા વિવેકને રાખોજી રે;
પૂંજી પલેવી યત્નાપૂર્વક, જીવ એકાંતે નાખો. શ્રાવિકા૦
ધર્મજગોએ ધર્મક્રિયાને, કરવા નિત્ય જઈએજી રે;
ગુરુમુખ વાણી શ્રવણ કરીને, અમૂલ્ય લાભને લઇએ. શ્રાવિકા૦
સાધુ સાધ્વી આંગણે આવ્યાં, દેખી આનંદ લાવોજીરે;
સાત આઠ પગ સામા જઇને, સવિનય શીશ નમાવો. શ્રાવિકા૦
હાથ જોડીને ભક્તિ વચને, વ્હોરણ વિનતિ કરીએજીરે;
મુનિરાજને ખપતી ચીજો, ભાવસહિત તે ધરીએ. શ્રાવિકા૦
કાલાં છાણાં માટી માટે, બહાર કદી ન ભટકીએજી રે;
એવા નીચ ધંધાને રસ્તે, જાતાં બ્હેનો અટકીએ. શ્રાવિકા૦
ઘરનું ખરચ બચાવા માટે, ઇચ્છા હોય તમારીજી રે;
શીવણ ગુંથણ ભરત ચિત્રમાં, મૂકો દૃષ્ટિ પ્રસારી. શ્રાવિકા૦
નિજ પતિ વિણ અવર પુરુષને, બંધુપિતાસમ જાણીજીરે;
શિયળરત્નને સાચવી રાખે, તે જગ સતી કહાણી. શ્રાવિકા૦
નીચ નારીનો સંગ ન કરીએ, પરઘર તો નવભમીએજીરે;
રાત્રીના ઘર બહાર ન જઇએ, દુર્ગુણને દૂર વમીએ. શ્રાવિકા૦
નિજપતિપરદેશગયાપછી,શરીરશણગારનસજીએજીરે;
મીઠાં ભોજન નિત્ય ન જમીએ, રંગ વિનોદને તજીએ. શ્રાવિકા૦
દુષ્ટ ફટાણાં દુષ્ટ રાસડા, ખરાબ મુખથી ન બોલોજી રે;
નીચ નારીની માફક બ્હેનો, મદ છકમાં શીદ ડોલો. શ્રાવિકા૦
નાચ કૂદ ને છૂટ રાસડા, શાણી બ્હેનો છોડોજી રે;
જાચણ કેરા મિથ્યા માર્ગને, મૂળથી તેને ત્રોડો. શ્રાવિકા૦

ઉપડતે પગે ચાલ ન ચાલો, ઊંચે સ્વર નવ બોલોજી રે;
સભામાં ઓડકાર બગાસું, લેતાં મુખડું ન ખોલો. શ્રાવિકા૦ ૨૦
ઋદ્ધિ રૂપ ને યૌવન વિદ્યા, મોટો દરજ્જો જાણીજી રે;
આપ તણું તમે જોર બતાવી, પીડા માં પર પ્રાણી. શ્રાવિકા૦ ૨૧
દુઃખી જનોને નજરે દેખી, દયા દિલમાં આણોજી રે;
ગુપ્તદાનને દીજે બ્હેનો, સ્વર્ગ તણું સુખ માણો. શ્રાવિકા૦ ૨૨
ક્રોધ તજોને ક્રૂર હૃદયથી, માનને નાખો મારીજી રે;
કુડ કપટને કદિ ન કરીએ, લોભને મૂકો વિસારી. શ્રાવિકા૦ ૨૩
સહનશીલતા ક્ષમાને સેવો, વિનય નમ્ર ગુણ ધરીએજીરે;
સરલપણાથી સાચું બોલો, સંતોષ સુખને વરીએ. શ્રાવિકા૦ ૨૪
ગુરુ **મંગળજીસ્વામી** પ્રતાપે, શિષ્ય કહે **મુનિશામ**જીરે;
પતિવ્રતાનો ધર્મ સૂણીને, પાળો રાખી હામ. શ્રાવિકા૦ ૨૫

## પદ-૪૯ વિધવા બ્હેનોને હિતશિખામણ.

[ રાગ ઉપર પ્રમાણે ]

દેવ ગુરુને નમન કરીને, શિખ કહું છું સારીજી રે;
ગણુવંતી વિધવા બ્હેનોને, સાંભળતાં સુખકારી.
વિધવા બ્હેનોજી રે.—એ ટેક૦ ૧

દુષ્ટ નારીની સાથે બ્હેનો, બેસ ઉઠ નવ કરીએજી રે;
તેને ઘેર કદિ નવ જઇએ, પરિચયને પરહરિયે. વિધવા૦ ૨

આવે તો આદર નહિ દેવો, એવો નિશ્ચય ધારોજી રે;
સંગ કર્યાથી રંગ ધર્મનો, જાશે બ્હેનો તમારો. વિધવા૦ ૩

વૃદ્ધ પ્રમાણિક ધર્મી જેવાં, નર નારીની સાથેજી રે;
સંગ કર્યાથી કોઈ પ્રકારે, કલંક નાવે માથે. વિધવા૦ ૪

ધર્મી બ્હેનો હોય કોઈ તો, તેની સોબત કરવીજી રે;
ધર્મધૂતીના બ્હેનપણાની, સોબતને પરહરવી. વિધવા૦ ૫

ઘર છોડીને પર ઘર ભટકે, ભ્રષ્ટ થવાની એ રીતજી રે;
અનેક એવા જોઇ દાખલા, સ્થિર કરો નિજ ચિત્ત. વિધવા૦
પર ઘર કેરૂં દળણું પાણી, રસોઈ આદિ કામોજી રે;
ઘર છોડીને કરવા જાતાં, જાય આપણી મામો. વિધવા૦
વીશીના ધંધા વિસારો, અનર્થ એમાં જોઇજી રે;
એક તો પાપ અધિકું લાગે, ઈજ્જત આબરૂ ન હોય. વિધવા૦
ભરત ચિત્ર શીવણુ ગૂંથણુ જે, નિર્દોષી જીવાઇજી રે;
શીખી અવર ધંધાને છોડે, ખરી તેની ચતુરાઇ. વિધવા૦
ઘરની સ્થિતિ હોય જેહવી, તેમાં સંતોષ માનોજી રે;
પરનું સુખ દેખીને બ્હેનો, ખેદ લાવવો શાનો ? વિધવા૦
દળી જારની ઘેંસ પોતાની, અમૃત ભોજન માનોજી રે;
દૂધપાકનું ભોજન પરનું, ઝેર હળાહળ જાણો. વિધવા૦
મેળા જાત્રણુમાંનવજઈએ, નાત જમણુ તેમજાણોજીરે;
કારજ કે કરિયાવર જાણી, જવા ઉમંગ ન આણો. વિધવા૦
પિયર સાસરા તણા કુટુંબમાં, રહી ધર્મને પાળોજી રે;
પણ એકલડું છટકી ન રહેવું, એહ કુટેવને ટાળો. વિધવા૦
ધર્મસ્થાનકે શુદ્ધ વૃત્તિથી, ધર્મક્રિયામાં લાગોજી રે;
અવર નારીની માફક બ્હેનો, કર્મકથાને ત્યાગો. વિધવા૦
દાગીનો કિંચિત્ માત્ર પણ, અંગ ઉપર નવિ ધરવોજી રે;
રંગ રંગીલો ને ભાતીલો, વેશ મોહક પરહરવો. વિધવા૦
કેશ સમારી સેંથો ન પાડો, અંજન આંખ ન ભરવુંજી રે;
દર્પણમાં મુખડું નહિ જોવું, આછકલાં નવિ ફરવું. વિધવા૦
છૂટ છેડા ને ખુલ્લે મોંઢે, મર્યાદાને ટાળીજી રે;
ચટક મટકતી ચાલ ન ચાલો, આડું અવળું ભાળી. વિધવા૦

ઉત્તમ ગુણોની વૃદ્ધિ કરીને, સતિ થઈ પૂજાવુંજી રે;
આત્મદોષથી સતિ જીવનમાં, શાને હલકાં થાવું ? વિધવા૦ ૧૮
ગુણી બ્હેનના ગુણ ગવાયે, તે તમે નજરે દેખોજી રે;
ગુણ વિનાનું જીવન જેહનું, અપકીર્તિ જગ લેખો. વિધવા૦ ૧૯
ખાન-પાનનો ત્યાગ કરીને, તપમાં તનડું ગાળોજી રે;
જેથી શીલ અખંડિત રહેશે, સ્વર્ગ-સુખને મ્હાલો. વિધવા૦ ૨૦
શિખામણ આ સુંદર આપી, કિંમત તેની કરશોજી રે;
**શાસ્ત્ર મુનિ** કહે, શ્રવણ કરીને, શુદ્ધ માર્ગ આચરશો. વિધવા૦ ૨૧

## પદ-૫૦ સાધ્વી ધર્મનું ઉલ્લંઘન કરનાર વિધવા બ્હેનોને હિતશિખામણ.

[ હરિ ભજન વિના, દુઃખ દરિયા સંસારનો પાર ન આવે-એ રાગ ]

વિધવા બ્હેનો ! શિદને ધર્મ કરેલું હાથથી હારો;
શિખામણ આ શ્રવણ કરીને, કાંઇક ચિત્તમાં ધારો.-એ ટેક.
તમે આછકલાં થઇ ચાલો છો, સુંદર શૃંગારથી મહાલો છો;
અણઘટતા માર્ગને ઝાલો છો. વિધવા૦ ૧
તમે દુષ્ટ નારી સંગ જાઓ છો, એઉપક્ષનાં કુલ લજાઓ છો;
શું જાણી મુખ મલકાઓ છો ? વિધવા૦ ૨
કોઇ ક્રૂર હૃદયનાં થઈ બેસે, અતિ પાપ તણા પંથે પેસે;
એવી બ્હેનોને કહો કોણ કહેશે ? વિધવા૦ ૩
દુષ્ટ નરનારિનો સંગ કરી, સદ્‌ગુણ વેલી પર મૂકી છરી;
તમ બુદ્ધિ ગઈ કેમ ફરી ? વિધવા૦ ૪
હાંસી મશ્કરી ઠઠ્ઠાબાજી, કરીને થાઓ છો બહુ રાજી;
હલકાઈ જણાઓ છો ઝાઝી. વિધવા૦ ૫

નિત્ય માલમલીદા ખાઓછો,એકબીજીનાઘેર જાઓ છો;
સદ્વર્તન શાને ગુમાવો છો ? વિધવા૦
તમો કુલમર્યાદાને છોડોછો, વીરપ્રભુની આજ્ઞા તોડોછો;
બહુ પાપકર્મને જોડો છો. વિધવા૦
ઉપરનો ડોળ કરો સાચો, પણ મૂળ તણો પાયો કાચો;
ભલે ઢાંકીને ચાલો ડાચો. વિધવા૦
ઘર છોડી પર ઘર ભટકોછો, શુદ્ધ ધર્મક્રિયાથીઅટકોછો;
કોઇ શિખ દીએ તો છટકો છો. વિધવા૦
અપયશ પડઘો અતિ વાજે છે,જેથી પિયર સસરાં લાજેછે;
છતાં આ શું તમોને છાજે છે ? વિધવા૦
કોઈ અણુસમજુ તો ભૂલ કરે, પણ સમજુ થઇ જો આમ કરે;
તો ભવસાગરને કેમ તરે ? વિધવા૦
શિખ સૂણીને સુધરો શાણી, સતિઓના સદ્ગુણને જાણી;
**મુનિ શામ** કહે તમ હિત આણી. વિધવા૦

## પદ–પ૧ અધમ જીવન ગાળનાર વિધવા વિષે.

[ રાગ–ચાબખો ]

જે કોઇ અધમ વિધવા નાર,સાંભળો કહું તેનો ચિતાર–એ ટેક.

રાત દિવસ તે રખડતી હિંડે, ઘર ઘર ઉંબર બાર;
શેરી બજારે તેમજ જાણવું, એનો ભ્રષ્ટ થયો આચાર. જે કોઈ૦

પતિ પિતાનું નામ બોળિયું, કરી કુકર્મો અપાર;
પૈસા તણું તો પાણી કર્યું, ધિક્ ધિક્ એનો અવતાર. જે કોઇ૦

મોટી ઉંમરના પુત્ર પુત્રીઓ, પોતા તણો પરિવાર;
છતાં નિર્લજને લાજ નહિ, એણે એળે ખોયો અવતાર. જે કોઈ૦

ટક મટકતી ચાલે ચાલે, જાણે પાતરનો અવતાર;
સદ્‌ગુણ તો સંતાઇ ગયા, દુર્ગુણ તણો નહિ પાર. જે કોઇ૦ ૫
ધર્મજગોએ ધર્મધુતી આવી, આગળ બેસવા તૈયાર;
દુષ્ટ દૃષ્ટિએ દુષ્ટ વિચારો, કરતાં ન લાજે લગાર. જે કોઇ૦ ૬
જૈનશાસનમાં નામ નોંધાવી, કામ ભૂંડા કરનાર;
પોતાની કીર્તિ કાળી કરી, પડે નરક જ્યાં ઘોર અંધાર. જે કોઇ૦ ૭
સારા માણસની સોબત કરે નહિ, કરી એનો ઇનકાર;
લુચ્ચા લફંગાની ટોળી બનાવે, હોએ જે દેશ ઉતાર. જે કોઇ૦ ૮
તાડુકા મારતી જોર બતાવે, જુલ્મ ગુજારવા તૈયાર;
ભૂંડાપણાથી ભાગે સહુ, એનું નામ સુણી નાદાર. જે કોઇ૦ ૯
જ્ઞાતિ કુટુંબ ગામ દેશ આખામાં, પડે અપયશનો માર;
તો પણ તેહનું અંતર ન ઉઘડે, કરો જો ક્રોડ પ્રકાર. જે કોઇ૦ ૧૦
દેખી કર્મનો કોપ એના પર, દયા આવે છે અપાર;
શામમુનિ કહે સદ્‌બુદ્ધિ પ્રગટો, એના હૃદય મોઝાર. જે કોઇ૦ ૧૧

## પદ—પર શિખામણના સાત વાર.

[ રાગ—મૂળીબાઇના મહિનાનો ]

સખી આદિ તે અરિહંત નામ, સ્મરણ કરીએ રે;
સ્થિર રાખી મનના વિચાર, નિત્ય નિયમ ધરીએ રે. ૧
સખી સોમે તે સહિયર સાથ, દર્શને જઇએ રે;
વાંદી ગુરુજીના નિત્ય પાય, પાવન થઇએ રે. ૨
સખી મંગળે મંગળિક સાર, ગુરુમુખ ધારીરે;
અમૂલ્ય પદારથ એહ, શરણાં ચારી રે. ૩
સખી બુધવારે બુદ્ધિ જ્ઞાન, પ્રગટ કરીએ રે;
સામાયિક શુદ્ધ આચાર, વિનયથી ધરીએ રે. ૪

ગુરુવારે જ્ઞાન ને ધ્યાન, ધરો સૌ બ્હેની રે;
નિદ્રા વિકથા ચાર, કરીએ નહિ કેની રે. ૫
સખી શુક્રે સૂત્ર સિધ્ધાંત, વ્હાલી વીર વાણી રે;
સાંભળીને ધરી જે વિવેક, ઉગારીએ પ્રાણી રે. ૬
શનિવારે તે શુધ્ધ વિચાર, મનમાં ધારી રે;
વ્રત લીજીએ ગુરુની પાસ, થાય સુખકારી રે. ૭
વાર સાતે શિખામણ સાર, મનમાં ધરીએ રે;
પામી ચિંતામણિ સમ દેહ, શિઠ પરહરીએ રે. ૮
ગુરુ **મંગળજીસ્વામિ** પસાયે, શિખામણ સારી રે;
**શામ મુનિ** કહે ધરો ચિત્ત, સહુ નર નારી રે. ૯

## પદ–૫૩ શ્રાવિકા બ્હેનોને ધર્મબોધ.

[ રઘુપતિ રામ હૃદયમાં રેજો રે–એ દેશી ]

ધરો બ્હેનો ધર્મની ટેક સારી રે,જેથી પામીએ ભવ પેલેપારી. એ ટેક
નિત્ય સામાયક શુધ્ધ કરીએ રે,ક્રોધ માન માયા પરહરીએ રે;
જેથી ભવસાગર સુખે તરીએ. ધરો૦ ૧
પોષા પડિક્કમણાં શુધ્ધ ધારીરે,જૈન વાણી અતિશય પ્યારી રે;
ચિત્ત ધરીએ થાય સુખકારી. ધરો૦ ૨
વ્રતપચ્ચખ્ખાણુ જે અંગી કરીએ રે,તેને કદી નવિ પરહરીએ રે;
જેથી શિવપુરી વેગે વરીએ. ધરો૦ ૩
હિંસા જુઠ ચોરીને જારીરે; પરિગ્રહ પાંચમું છે પાપકારી રે;
પાંચે સેવતાં જાય ભવ હારી. ધરો૦ ૪
દાન દીજીએ ઉલટ ધરી રે,શિયળ પાળો કુમતિ પરહરી રે;
તપ તપી જીતો કર્મ અરિ. ધરો૦ ૫

વ રાખી સર્વેમાં સારારે, ગુરુ વિનયથી નવિ રહો ન્યારારે;
। દ્વેષના મુકી દ્યો ચાળા. ધરો૦ ૬
, મંગળજી સ્વામી પસાયેરે, મુનિશામે શિખામણ ગાઇરે;
; ધરી લેજો ભાઇ ભાઇ. ધરો૦ ૭

## પદ–૫૪ પાંત્રીશ બોલના થોકડા વિષે.

[ ચોપાઈ ]

ગતિ જાતિ કાય ઈંદ્રી જાણુ, પ્રજા પ્રાણુ શરીર વખાણુ;
યોગ ઉપયોગ કર્મ ગુણુઠાણુ, વિષય મિથ્યા નવ તત્ત્વ પ્રમાણુ. ૧
આત્મ દંડક લેશ્યા સાર, દષ્ટિ ધ્યાન ષટ્દ્રવ્ય વિચાર;
રાશી આગાર અણુગારયામ, ભાંગા ઓગણુપચાશ તમામ. ૨
ચારિત્ર નય નિક્ષેપા દ્વાર, સમકિત શૃંગાર અભક્ષ નિવાર;
અનુયોગ તત્ત્વ સમવાય, પાખંડમત શ્રાવકગુણુ ગાય. ૩
પાંત્રીશ બોલ એ પૂરણુ થયા, અનુક્રમે સંક્ષેપે કહ્યા;
વિસ્તારી ફેરવો નર નાર, શામ મુનિ ધરી હર્ષ અપાર. ૪

## પદ–૫૫ સ્વસંપ્રદાયની ઉન્નતિ અર્થે અંતરના ઉદ્દગારો.

અજરામરજી સ્વામી, નામને વધાવજો,
સકળ સંઘ મળી, આજ્ઞા ઉઠાવજો.—એ ટેક.
અરજ કરૂં શિરનામી, ધ્યાનમાં ગુજારો સ્વામી;
વીર પ્રભુ તુમ, બાળકો બચાવજો. અ૦ ૧
શાસન દેવ દેવી આજ, સિદ્ધ ગયાં છો કરવા કાજ;
શાસન સેવા આંહી, આવી આ બજાવજો. અ૦ ૨
સ્વામી અજરામરજી કેરો, સંપ્રદાય જે ભલેરો;
તેહને અધિક ઉન્નતિ, માંહી લાવજો. અ૦ ૩

અહો મુનિઓ! રત્ન તુલ્ય, ગુણ તમારા છે અમૂલ્ય;
કાન્તિ તમો તેહની, સદા ખીલવજો. અ૦ ૪
લીંબ પૂરીમાં ભલેરી, રાજતી તે ગાદી કેરી;
વિજય ધ્વજા ધરી, વિશ્વમાં ફરકાવજો. અ૦ ૫
અષ્ટ પ્રવચના હે માતા! જૈન મુનિની તું ખ્યાતા;
દયાળુ દેવી દુર્દશાને, દૂર નસાવજો. અ૦ ૬
**મુનિશામ** સદ્વિચાર પ્રેમથી કરો પ્રચાર;
આ ઉચ્ચાર સર્વ સફળ, સ્વપરે થારજો. અ૦ ૭

## પદ–૫૬ સ્વર્ગસ્થ શ્રીમદ્ ઉપાધ્યાય શીવજી સ્વામી વિ

[ રાગ–પીલુ ]

પ્રેમે વંદુ મુજ ગુરુને, હર્ષ ધરીને કરૂં નિત્ય સેવા. પ્રેમે૦ એ ટે
સંસાર છોડી વીર વૃત્તિથી, સંયમ લીધો કર્મ દવ દેવા. પ્રેમે૦
શીવજી સ્વામી શિવપદ લેવા, સતત પ્રયાસી થયા ગુરુ દેવા. પ્રેમે૦
જ્ઞાન ગ્રહ્યું ગુરુજીની પાસે, વિનય કરી નિત્ય ગુરુની સેવા. પ્રેમે૦
ઉપાધ્યાયનું પદ શોભાવ્યું, આગમ વાચનાદાનને દેવા. પ્રેમે૦
સૂર્ય સમ ગુરુ જ્ઞાન પ્રકાશી, વાણી આપની અમૃત મેવા. પ્રેમે૦
સાંભળી રંજન થાએ સર્વે, સુમતિ આપી છે શિવસુખ લેવા. પ્રેમે૦
તારામંડળે સોમ શોભે છે,આપ શિષ્યોમાંહી શોભિત એવા. પ્રેમે૦
**શામમુનિ** કહે રાજનગરમાં, અંતર જ્ઞાન ગ્રહી કરૂં સેવા. પ્રેમે૦

## પદ–૫૭ ગુરુ મહારાજ શ્રી મંગળજી સ્વામીની સ્તુતિ

[ રાગ–સિંહાનો કનરો ]

ગુરુજી હમારા, ગુણ છે તમારા, કૃપા કરી સેવકને તારનારા;
ગુરુજી હમારા, —એ ટેક.

સંસારની છોડી કાસ, શિવજી સ્વામીની પાસ;
પંચ મહાવ્રત મેરૂ સમ ધરનારા. ગુરુજી૦ ૧
કુમતિને દૂર ટાળી, સુમતિને શુદ્ધ પાળી;
નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળનારા. ગુરુજી૦ ૨
ત્રણ ગુપ્તિ રાખી સાથ, ગુરુ અનાથના નાથ;
મનડું હરખે છે મારૂં અતિ પ્રેમ પ્યારા. ગુરુજી૦ ૩
સિદ્ધાંતોને ઉર ધારી, જીવન દીપાવ્યું ભારી;
વાણી આપની વરસે છે અમૃતધારા. ગુરુજી૦ ૪
કહું છું હું શિર નામી, મમ ઉપકારી સ્વામી;
રવિ સમ કાન્તિ દીપે છે દેદારા. ગુરુજી૦ ૫
**મંગળજી સ્વામી** પ્યારા, મંગલ સ્વરૂપ સારા;
વંદન કરૂં છું નિત્ય ગુરુદેવ મારા. ગુરુજી૦ ૬
હર્ષ ધરી ત્રંબા ગામે, સેવક **શામજી** નામે;
ઓગણીસેં ત્રેપન સાલ રસાળા. ગુરુજી૦ ૭

## પદ-૫૮ મહોપકારી ગુરુદેવ મંગળજી સ્વામી વિષે.

[ દોહા ]

શ્રી ગુરુદેવ નમું સદા, યુગ્મ જોડી નિજ હસ્ત;
તવ પ્રસાદથી પામીઓ, હર્ષિત બોધ પ્રશસ્ત. ૧
રીઝાવીને આપિયું, લાલ ગુલાબી જ્ઞાન;
લઘુ વયમાં વીર વાણીનું, મધુર કરાવ્યું પાન. ૨
શુધ્ધ મંગળજી સ્વામીની, રટન કરૂં દિન રાત;
ભાગ્ય ફળ્યું મુજ આ સમે, ઇમ માનું સાક્ષાત્. ૩
સમભાવીપણું પામીને, મમત તણો કરૂં ત્યાગ;
સ્તવન કરૂં સદ્‌ભાવથી, પ્રશમે અંતર આગ. ૪

કામ ક્રોધ મદ મોહને, રેચક કરૂં તમામ;
આત્મ ગુણ તરૂવર તણો, બાગ બનાવું તામ. ૫
દીન પ્રાણી મુજ ઉપરે, નેહથી કરો સહાય;
પામું પરમાનંદને, મોક્ષપુરીમાં જાય. ૬
મુનિપણું મનમાં ધરી, નિર્મળ કરૂં આ અંગ;
શાસનની સેવા થકી, મળશે સુખ અભંગ. ૭

## ૫૬–૫૯ શ્રીસંઘે નિત્ય પ્રત્યે ભાવવાની સદ્ભાવના.

[ દુહા ]

શ્રીયુત સંઘતણી પ્રભો! ચડતી રહો સદાય;
પાપ બધાં દૂરે રહો, પ્રગટો પૂર્ણ પસાય. ૧
શાંતિ વર્તો સંઘમાં, ઉન્નતિ થાઓ અભંગ;
વિઘ્ન રહિત વિશ્રાંતિ હ્યો, એ આશા અવિલંગ. ૨
આપત્તિ અલગી રહો, આનંદ થાઓ અપાર;
જિન આણા ઉરમાં વસો, વસો વિવેક વિચાર. ૩
સંપે સંપત્તિ સાંપડે, સંપી રહેજો સાથ;
કુસંપ દોરી કાપવા, સંપ શસ્ત્ર હ્યો હાથ. ૪
વયોવૃદ્ધ સુશ્રાવકો, સંઘ તણા સરદાર;
સાથે લઈ સહુ સંઘને, જાવું ધર્મને દ્વાર. ૫
ગોવાળ વિણ ગાયો તણી, કહો કરે કોણ સાર;
જે અગ્રેસર સંઘના, તે જ કરે ઉપચાર. ૬
સર્વ સંઘ સાથે મળી, જાવું ધર્મના સ્થાન;
ધર્મક્રિયા કરવી સદા, ધ્યાવું નિર્મળ ધ્યાન. ૭
પાપ કાર્ય કરશો નહિ, દયા ધરી દિલમાંય;
કર્મ કષ્ટને કાપવા, ધર્મ એજ ઉપાય. ૮

ગુરુ મંગળજીસ્વામીનો, શિષ્ય કહે મુનિશામ;
ધર્મ પ્રેમ વધતો રહો, શહેર પુર ને ગામ. ૯

## પદ–૬૦ સંઘપતિ વિષે.

[ છપ્પય છંદ ]

સંઘ તણો જે શેઠ, વેઠ કરે સર્વની;
સંઘ તણો જે શેઠ, વાત કરે ન ગર્વની;
સંઘ તણો જે શેઠ, મુખથી સાચું બોલે;
સંઘ તણો જે શેઠ, ન્યાયને અદલજ તોળે;
ધર્મ પ્રેમ વધારીને, સંઘ તણી ચડતી કરે;
જગમાં તે જીવો ઘણું, સંઘ સુધારા શિર ધરે. ૧
સંઘ તણો જે શેઠ, ગરીબ જનોને ગુજારે;
સંઘ તણો જે શેઠ, લોક અનેક ઉગારે;
સંઘ તણો જે શેઠ, ધર્મ વિરોધને ટાળે;
સંઘ તણો જે શેઠ, સદા સર્વને ગાળે;
કન્યાવિક્રય આદિ જે, દુષ્ટ માર્ગને દૂર કરે;
જગમાં તે જીવો ઘણું, સંઘ સુધારા શિર ધરે. ૨
સંઘ તણો જે શેઠ, ધર્મ ધ્વજા ફરકાવે;
સંઘ તણો જે શેઠ, કદી ન મુખ મરકાવે;
સંઘ તણો જે શેઠ, દિલનો દરિયો જાણો;
સંઘ તણો જે શેઠ, સર્વ કાર્યમાં શાણો;
સંકટ સર્વે ટાળીને, સર્વ સંઘમાં સુખ કરે;
જગમાં તે જીવો ઘણું, સંઘ સુધારા શિર ધરે. ૩
સંઘ તણો જે શેઠ, કામ શરાણી કરે છે;
સંઘ તણો જે શેઠ, મુખમાં અમી ઝરે છે;

સંઘ તણો જે શેઠ, શુદ્ધ આચારે શૂરો;
સંઘ તણો જે શેઠ, સત્ય શિયળમાં પૂરો;
આવા સંઘપતિ હોય તે, શાસનની ઉન્નતિ કરે;
લાભ અલૌકિક મેળવી, સુખે શિવરમણી વરે. ૪

દુહો

ગુણ એવા ધારણ કરી, લીએ લટકતો ચાંદ;
**શામ મુનિ** તે શેઠની, સુંદર શોભે ફાંદ.

## પદ-૬૧ શાસનોન્નતિ વિષે.

[ હરિગીતની ચાલ ]

આણાદીની આશાઓ સઘળી સહ્હૃદયમાં રાખજો,
ઉત્ક્રાંતિ રૂપ અમર ફળો સુરસ ભરેલાં ચાખજો;
ગુણ કોશને ધારણ કરી નિજ દોષ દૂર નિવારજો,
કહું કારણો પ્રગતિ તણાં તે અંતરંગે ધારજો. ૧
પરતંત્રતા તોડી અને સ્વતંત્રતાને મેળવો,
વિશાળ દૃષ્ટિથી વિશાળ ક્ષેત્રમાં મન કેળવો;
કુસંગને દૂરે કરી સત્સંગમાં શામિલ રહો,
તેમ ક્ષુદ્રતાનો ક્ષય કરી ઉદારતા અંતર લહો. ૨
વિષમ વૃત્તિ જે વિષ સમી વિદારીને કોરે કરો,
સમ દૃષ્ટિથી સમ ભાવના ભાવી ગુણી જન ભય હરો;
અપંચતા એ પાપણીને કાપણીથી કાપશો,
સુસરળતા સિદ્ધાઈને સ્વહૃદય માંહી સ્થાપશો. ૩
કુસંપને કાપી કુહાડે સંપને શિરસી ધરો,
ઈર્ષા અધર ઉડાડીને, પ્રમોદ સદ્ગુણ આદરો;
નિજ માનને મિજાજ મૂકી નમ્ર કોમળતા વરો,
ગાંભીર્યતા ગુણ ગ્રહણતા ઉમંગથી અંતર ભરો. ૪

ઉદ્યમ અને ઉજમાલતા નિજ અંગ માંહિ આદરો,
આળસ અને સુસ્તી સવી કાયા થકી દૂરે કરો;
ખોટી પ્રવૃત્તિ છોડીને વરશો નિવૃત્તિ નારીને,
સતત્પ્રયાસી થાઓ સર્વે ધ્યાન અંતર ધારીને. ૫
શિથિલતાનો સડો દૂરે દોટવો ખૂબ ખાંતથી,
ઉપાધિઓ અળગી કરી સાધો સમાધિ શાંતથી;
વિભિન્નતા ભેદી અને અહો ઐક્યતા ઉરમાં લહો,
વિદ્યા વિલાસી પણું સદા મુનિ મંડળે જારી રહો. ૬
સાક્ષર અને સદ્દ્વક્તૃતા કવિ વિદ્વજ્જન વર પંડિતો,
મુનિ શ્રાધમાં નર રત્ન જેવા મહા મણિમય પંડિતો;
એવા અનેક મહાન પુરુષો પ્રગટે મહાવીર મંડલે,
પશ્ચાત્ પરમ પ્રકાશને આપે અહો મહિ મંડલે. ૭
યોગાભ્યાસથી યોગી બનો તત્ત્વ જ્ઞાતાથી જ્ઞાનીઓ,
આત્મ સ્વરૂપી આપના જ્યારે બનો સુકાનીઓ;
ઉન્નતિ તણો આવાસ ત્યારે અવનિમાં ઊંચો જશે,
સુસાધનોથી સાધ્ય સર્વે શાંતિથી સાનિધ્ય થશે. ૮
જન મૂઢ મૂર્ખ જે જડ બુદ્ધિ એવાને આદર નહિ કરે,
મુમુક્ષુ લાયક મેળવી અધિકારીને અંદર ધરે;
એવા પ્રયત્ને આજથી જારી જીવન જો ગાળશે,
**મુનિ શામ** કહે શાસન તણો તો ભવ્ય ભુવનજ ભાળશે. ૯

## પદ ૬૨–સંતોના ગુણનિષ્પન્ન નામો વિષે.

[ અબધુ ? સો યોગી ગુરુ મેરા–એ રાગ ]

સંતો ! નામ તેવા ગુણ ધરીએ, અવિચળ પદ એમ વરીએ. –એ ટેક.
મૌનવૃત્તિ ધારે તે મુનિવર, બ્રહ્મવ્રતે બ્રહ્મચારી;
તજે સર્વ ઉપાધિ સંતો, સાચા તે સુખકારી. સંતો૦ ૧

સર્વ વાસના ત્યાગે તે ત્યાગી, રાગ રહિત તે વિરાગી;
સંવેગી સંવેગ ધરે ઘટ, કહીએ તે વડભાગી. સંતો૦
સંયમ ગુણ ધરે તે સન્યાસી, અથવા સંયમી કહીએ;
આત્મકાર્ય સાધે તે સાધુ, તસ્સ ચરણે ચિત્ત દઇએ. સંતો૦
ગુરુ તેજ ગુણે કરી મોટા, ગોટા નહિ તસ્સ કાંઇ;
મહન્ત મહાત્મા તે જ માનીએ, આત્મગુણે અધિકાઇ. સંતો૦
આત્મ આનંદે રહે સદા તે, સહજાનંદી સાચા;
માન કષાય ઇંદ્રી જે જીતે, તે જ યતિ નહિ કાચા. સંતો૦
મન કર્મ વાણી ત્રિદંડે, દંડાએ નહિ તે દંડી;
ગો–ઇન્દ્રિ દમનાર ગોસાંઇ, વિષય વાસના છાંડી. સંતો૦
ત્રિગુણાતિત દશાને પામ્યા, તે જ અતિત અમારા;
ત્રણે યોગ સુધા વરતાવે તે યોગી અમ પ્યારા. સંતો૦
ઇણ વિધ ગુણ ધારક થઇને, જે નિજ નામ ધરાવે;
**શામ મુનિ** તે સાચા સંતો, અવિચળ સુખડાં પાવે. સંતો૦

## પદ–૬૩ ગર્ભાવાસની બાલયોગી અવસ્થા ભૂલી જના આ આત્માને ફિટકાર.

[ જંગલ વસાવ્યું રે જોગીએ–એ દેશી. ]

સ્થલ રે એકાંતમાં આવીને, ધરીયું જે નરે ધ્યાનજી;
તે નર વસતીમાં વસી રહ્યો, ભૂલી નિજ તણું ભાનજી;
ફિટ રે યોગી તારા યોગને. —એ ટેક.
મૌનપણું મનમાં ધરી, છોડયો દેહ અધ્યાસજી;
તે નર બહુ બકવા કરે, ભૂલી નિજ તણો ભાસજી. ફિટ૦
એક અંધારી ઓરડી, નહિ પવન પ્રકાશજી;
અડોલ આસને ત્યાં બેસતો, હવે ભટકે ભૂવાસજી. ફિટ૦

સર્વ સામગ્રીને છોડીને, પામ્યો પરમ જે ત્યાગજી;
તેહને પ્રબળ ઇચ્છા તણી, ઉઠી અંતરમાં આગજી. ફિટ૦ ૪
વસ્ત્રાભૂષણો વર્જિને, સજીઓ નગ્ન સંન્યાસજી;
તેને સુંદર શૃંગારની, પૂર્ણ પ્રગટી છે પ્યાસજી. ફિટ૦ ૫
ખાનપાન સર્વ છોડીને, આદરતો ઉપવાસજી;
તેને માલ મિઠાઇ તણી, પલપલ ઉઠે છે આશજી. ફિટ૦ ૬
ઊંધે શિર આસન ધરી, કરતો કષ્ટ અપારજી;
તે સુખ શય્યાને આદરે, લાવી પૂરણ પ્યારજી. ફિટ૦ ૭
સવા નવ માસનો તપ કરી, અચળપણે રહી ત્યાંયજી;
વિઘ્ન રહિત ઇહાં આવીયો, છતાં શોચ ન કાંઇજી. ફિટ૦ ૮
સાંકડી સ્વર્ગની બારીથી, નીકળ્યો ત્રોડીને ટેકજી;
પુણ્ય પ્રભાવે અટક્યો નહિ, વિચારી જો તું વિવેકજી. ફિટ૦ ૯
હવે તું ઉપાધિ અલગી કરી, મેળવ મૂળ વૈરાગ્યજી;
આત્મ સ્વરૂપમાં આવીને **શામ મુનિ** સદા જાગજી. ફિટ૦ ૧૦

## પદ–૬૪ દશ પ્રકારના જ્ઞાની વિષે.

[ દોહા ]

જ્ઞાની દશ પ્રકારના, નામ કહું તે જાણ;
નવ તો નામ જ રૂપ છે, દશમો તે જ પ્રમાણ. ૧
શુક દગ્ધ વિતંડીઓ, ખલ નિંદક ને ભ્રમ;
હઠ શઠ શૂન્ય ને શુદ્ધ, આ દશ જાણો અનુક્રમ. ૨
શુક તે મોઢે બોલવું, અર્ધ દગ્ધ દગ્ધ હોય;
વિતંડી તે ચરચા કરે, ખલ કુયુક્તિ સોય. ૩
નિંદક દોષ ગ્રહે સદા, ભ્રમ વાસના પાસ;
હઠ ક્રિયા વાદી કહ્યો, શઠ શ્રદ્ધા નહિ ખાસ. ૪

શૂન્ય તે નાસ્તિક સર્વની, માને નિજ મન માંય;
એ નવ જ્ઞાનીને કદી, અંતર જ્ઞાન ન થાય. ૫
કે'ણી રે'ણી એક છે, યથા તથ્યના જાણ;
દશમા શુદ્ધ જ્ઞાની તણી **શામ મુનિ** ધર આણ. ૬

## ૧૬–૬૫ આ કાળમાં ઘડપણ પામવું દુર્લભ છે તે વિષે.

[ રાગ–ઘોળ. ઘડપણ કોણે મોકલ્યું–એ દેશી. ]

ઘડપણ ક્યાંથી આવશે ? મળ્યા પૂર્ણ પાપના યોગ;
ઘડપણ ક્યાંથી આવશે ? –એ ટેક.
માતા ઉદરે આવીને રે, ચવતા જીવ અનેક;
જન્મીને પણ જાય છે રે, જો જો કાળની કેવી છે ટેક. ઘડ૦
માતા વિયોગથી બાળકો રે, મરણ શરણ કોઈ થાય;
બાળપણામાં બચી ગયો તે, ભણતરમાં પકડાય. ઘડ૦
વિદ્યાભ્યાસ કરતા ઘણા રે, હૈયામાં રાખીને હામ;
કાળ કસાઈ ત્યાં આવીને રે, ધાડ પાડે છે ઠામોઠામ. ઘડ૦
વિદ્યા પૂર્ણ મેળવી રે, થયા તૈયાર અનેક;
સગપણ સંબંધ જોડીયો રે, તિહાં કાળ કરે આવી છેક. ઘડ૦
વીશ વર્ષના બાલુડા રે, પીઠી ભર્યા રે કુમાર;
મરકીએ મ્હોં કાળાં કર્યાં રે, ઊઠી ચાલણ લાગ્યા તે વાર. ઘડ૦
પરિવારથી ચાલ્યા પરણવા રે, કરી આડંબર ખાસ;
મરકી સરકીને ત્યાં ગઈ રે, કર્યા જાનૈયા સર્વ નિરાશ. ઘડ૦
પરણી આવ્યા કોઈ પદમણી રે, માણવા મોટી રે મોજ;
પાંચ કે પંદર દિવસમાં રે, ચઢી આવી ત્યાં કાળની ફોજ. ઘડ૦
માસ છ માસ પરણ્યે થયા રે, વર્ત્યો ત્યાં કાળો કેર;
બાલ રંડા રડતી રહી રે, કાંઈ કાળને આવી ન મેર. ઘડ૦

બાળ લગ્ન ને વિદ્યા તણો રે, બોજો અપરંપાર;
ચા બીડી સોપારીએ રે, માર્યો જુવાનીને બહુ માર. ઘડ૦ ૯
અસલ ખોરાકને ફેરવી રે, ખવાય તુચ્છ ખોરાક;
માટે શક્તિ ઓછી થઇ રે, જેથી આવી મારે રોગ હાક. ઘડ૦ ૧૦
ઘાસણી આદિ રોગમાં રે, દબાયા નાના રે બાળ;
યૌવનવાન પુરુષ પ્રત્યે રે, આવી પડે છે અવનીમાં કાળ. ઘડ૦ ૧૧
નોકરી કાં ધંધે ચઢ્યા રે, ઉપાડી ઘરનો ભાર;
પાંચ પચીશનું પોષણ કરે રે, કાળ તેવાને મારે છે માર. ઘડ૦ ૧૨
આશા ઘડપણની રાખીને રે, ધર્મ મુદતે મુકાય;
ભરયૌવનમાં ચાલીયા રે, પછી ધર્મ વિના તે મુકાય. ઘડ૦ ૧૩
મદ મિજાજ મુકીને રે, સરળ સીધા બનો આપ;
સંપી પર ઉપકારનાં રે, કામ કરતાં જપો જિન-જાપ. ઘડ૦ ૧૪
સત્ય શિયળ દયા દાનને રે, સેવો સદા થઈ શૂર;
સ્થિતિ ભયંકર આ સમે રે, જોખમી છે જુવાનીનું પૂર. ઘડ૦ ૧૫
ઘડપણ ઘડપણ શું કરો રે, ઘડપણ પામે છે કોક;
અધવચથી અટકી પડે રે, યૌવનવાન પડાવે છે પોક. ઘડ૦ ૧૬
ગુરુ **મંગળજી સ્વામી** તણો રે, શિષ્ય કહે **મુનિ શામ**;
ધર્મ આરાધન કરી લીઓ રે, મુકી આશા ઘડપણની આમ. ઘડ૦ ૧૭

## પદ-૬૬ ભૂતકાળમાં દીર્ઘાયુષ ભોગવતા તેનાં ખાસ કારણો વિષે.

[ રાગ ઉપર પ્રમાણે ]

ઘડપણ ત્યારે પામતા, હતા પૂરણ પુણ્યના જોગ. —એ ટેક.
દેશ ઉદ્યોગ અતિ ઘણો રે, પૈસાનો નહિ પાર,
અલ્પ પરિશ્રમે જ્ઞાનને રે, મેળવીને થતા હોશિયાર. ઘડ૦ ૧

સોળ વરસની કન્યકા રે, વીશ વરસનો વર;
રૂપ બુદ્ધિ સ્વભાવને રે, સરખાં જોઇને બંધાતાં ઘર. ઘડ૦
બાળલગ્ન વૃદ્ધ લગ્નને રે, કરતા નહિ કોઈ વાર;
યોગ્ય સમયને સાચવી રે, લેતા નિવૃત્તિ નિજ હિતકાર. ઘડ૦
પર નારી સાથે કદિ રે, પ્રીત ન કરતા કોઇ;
શુદ્ધ શિયળને સાચવે રે, તેનું આયુષ્ય ઓછું કેમ હોય ? ઘડ૦
વિષયવાસના ઓછી હતી રે, વર્તતા નિયમિત રીત;
ગર્ભ તણી રક્ષા કરી રે, શાસ્ત્ર નિયમ પાળે એક ચિત્ત. ઘડ૦
દૂધ દહિં ઘૃત ગોળના રે, લેતા પૌષ્ટિક ખોરાક;
જેથી બળબુદ્ધિ ઘણી રે, બોલાવતાં મારે મોટી હાક. ઘડ૦

ચા બીડીનાં ભુંગળાંનો રે, નો તો જેહને સંગ;
સ્વચ્છ રૂધિરને છાતીનો રે, દિન દિન વાધે રૂડો રંગ. ઘડ૦
સંડાસનાં જ્યારે પાપ નહોતાં, જંગલ જતા તેણી વાર;
સ્વચ્છ હવાના લાભને રે, નિત્ય નિત્ય લેતાં નર નાર. ઘડ૦

તુચ્છ ખોરાક જેનાં અંગમાં રે, જાતો નહિ કોઇ વાર;
રોગને સોગ સ્વપ્ને નહિ રે, દવા જાતી ન દેહ મોઝાર. ઘડ૦
વ્યવહારૂ ધર્મકાર્યમાં રે, રહેતા હતા ઉજમાળ;
આળસ અને સુસ્તિપણું રે, જેનાં અંગમાં નહિ કોઇવાર. ઘડ૦૧
મરકી ને ઘાસણી જેવા રે, રોગ તણું નહિ જોર;
પૂર્વ પુણ્યના યોગથી રે, છૂટે શાંતિ તણી સદા ફોર. ઘડ૦૧
નિંદા અદેખાઈ છોડતા રે, ઈર્ષા કરે નહિ કોઇ;
સુખી જનોને જોઇને રે, રેતા રાજી સદા મન માંય. ઘડ૦૧

ઉદાર દિલને રાખીને રે, દેતા હતા બહુ દાન;
સંબંધીને સંકટ સમયે રે, સ્નેહે દેતા મદદ વળી માન. ઘડ૦૧

મુખે જુઠું નહિ બોલતા રે, છળ કપટનો ત્યાગ;
વિશ્વાસઘાતને વર્જતા રે, જેથી થાતા મહા અહોભાગ્ય. ઘડ૦ ૧૪
ધર્માદા થાપણ તણું રે, કન્યા વિક્રય ધન;
આશા તેહની છોડીને રે, નિર્મળ રાખતા આપણું મન. ઘડ૦ ૧૫
આવા સંયોગોને લઈને રે, ઉંમર અધિક ભોગવાય;
ગુરુ **મંગલજી સ્વામીનો** રે, કહે **શામ મુનિ** સુપસાય. ઘડ૦ ૧૬

## પદ–૬૭ વિદ્યાનો શો વાંક ?

[ દુહા ]

માતાપિતાએ મગજમાં, લખીઆ અવળા આંક;
તે સંસ્કારો પ્રગટીઆ, વિદ્યાનો શો વાંક ? ૧
રમત વિષે બહુ રખડીઆ, શિખ ન ધારી ટાંક;
બચપણમાંજ બગાડીયું, વિદ્યાનો શો વાંક ? ૨
વય થતાં વ્યસને ચડ્યા, આડો વાળ્યો આંક;
કુફેનમાં પડ્યા પછી, વિદ્યાનો શો વાંક ? ૩
મિજાજ મનમાં રાખતા, ઉદ્યમહિણા કાંક;
પુત્રો પૈસાવાનના, વિદ્યાનો શો વાંક ? ૪
શિક્ષણ વિણ વિદ્યાર્થીઓ, રોવે સદા મોં ઢાંક;
સહેલ મગજના શિક્ષકો, વિદ્યાનો શો વાંક ? ૫
વીર્ય ગુમાવી વિષયમાં, થઇ બેઠા બહુ રાંક;
બાળલગ્નથી બગડીયું, વિદ્યાનો શો વાંક ? ૬
પૂર્વ જન્મોનાં પાપ આ, રિબાવે બહુ રાંક;
અવિદ્યાનું આવર્ણ વધ્યું, વિદ્યાનો શો વાંક ? ૭
**શામ મુનિના** મગજમાં, નથી વિદ્યાનો વાંક;
અજ્ઞાની અવળું કહે, વિદ્યાનો શો વાંક ? ૮

સોળ વરસની કન્યકા રે, વીશ વરસનો વર;
રૂપ બુદ્ધિ સ્વભાવને રે, સરખાં જોઇને બંધાતાં ઘર. ઘડ૦ ૨
બાળલગ્ન વૃદ્ધ લગ્નને રે, કરતા નહિ કોઈ વાર;
યોગ્ય સમયને સાચવી રે, લેતા નિવૃત્તિ નિજ હિતકાર. ઘડ૦ ૩
પર નારી સાથે કદિ રે, પ્રીત ન કરતા કોઇ;
શુદ્ધ શિયળને સાચવે રે, તેનું આયુષ્ય ઓછું કેમ હોય ? ઘડ૦ ૪
વિષયવાસના ઓછી હતી રે, વર્તતા નિયમિત રીત;
ગર્ભ તણી રક્ષા કરી રે, શાસ્ત્ર નિયમ પાળે એક ચિત્ત. ઘડ૦ ૫
દૂધ દહિં ઘૃત ગોળના રે, લેતા પૌષ્ટિક ખોરાક;
જેથી બળબુદ્ધિ ઘણી રે, બોલાવતાં મારે મોટી હાક. ઘડ૦ ૬
ચા બીડીનાં ભુંગળાંનો રે, નો તો જેહને સંગ;
સ્વચ્છ રૂધિરને છાતીનો રે, દિન દિન વાધે રૂડો રંગ. ઘડ૦ ૭
સંડાસનાં જ્યારે પાપ નહોતાં, જંગલ જતા તેણી વાર;
સ્વચ્છ હવાના લાભને રે, નિત્ય નિત્ય લેતાં નર નાર. ઘડ૦ ૮
તુચ્છ ખોરાક જેનાં અંગમાં રે, જાતો નહિ કોઇ વાર;
રોગને સોગ સ્વપ્ને નહિ રે, દવા જાતી ન દેહ મોઝાર. ઘડ૦ ૯
વ્યવહાર ધર્મકાર્યમાં રે, રહેતા હતા ઉજમાળ;
આળસ અને સુસ્તિપણું રે, જેનાં અંગમાં નહિ કોઇવાર. ઘડ૦ ૧૦
મરકી ને ધાસણી જેવા રે, રોગ તણું નહિ જોર;
પૂર્વ પુણ્યના યોગથી રે, છૂટે શાંતિ તણી સદા ફોર. ઘડ૦ ૧૧
નિંદા અદેખાઈ છોડતા રે, ઈર્ષા કરે નહિ કોઇ;
સુખી જનોને જોઇને રે, રેતા રાજી સદા મન માંય. ઘડ૦ ૧૨
ઉદાર દિલને રાખીને રે, દેતા હતા બહુ દાન;
સંબંધીને સંકટ સમયે રે, સ્નેહે દેતા મદદ વળી માન. ઘડ૦ ૧૩

સુખે જુઠું નહિ બોલતા રે, છળ કપટનો ત્યાગ;
વિશ્વાસઘાતને વર્જતા રે, જેથી થાતા મહા અહોભાગ્ય. ઘડ૦ ૧૪
ધર્માદા થાપણુ તણું રે, કન્યા વિક્રય ધન;
આશા તેહની છોડીને રે, નિર્મળ રાખતા આપણું મન. ઘડ૦ ૧૫
આવા સંયોગોને લઈને રે, ઉંમર અધિક ભોગવાય;
ગુરુ **મંગલજીસ્વામીનો** રે, કહે **શામ મુનિ** સુપસાય. ઘડ૦ ૧૬

## પદ-૬૭ વિદ્યાનો શો વાંક ?

[ દુહા ]

માતાપિતાએ મગજમાં, લખીઆ અવળા આંક;
તે સંસ્કારો પ્રગટીઆ, વિદ્યાનો શો વાંક ? ૧
રમત વિષે બહુ રખડીઆ, શિખ ન ધારી ટાંક;
બચપણમાંજ બગાડીયું, વિદ્યાનો શો વાંક ? ૨
વય થતાં વ્યસને ચડ્યા, આડો વાળ્યો આંક;
કુફેનમાં પડ્યા પછી, વિદ્યાનો શો વાંક ? ૩
મિજાજ મનમાં રાખતા, ઉદ્યમહિણા કાંક;
પુત્રો પૈસાવાનના, વિદ્યાનો શો વાંક ? ૪
શિક્ષણુ વિણુ વિદ્યાર્થીઓ, રોવે સદા મોં ઢાંક;
સહેલ મગજના શિક્ષકો, વિદ્યાનો શો વાંક ? ૫
વીર્ય ગુમાવી વિષયમાં, થઇ બેઠા બહુ રાંક;
બાળલગ્નથી બગડીયું, વિદ્યાનો શો વાંક ? ૬
પૂર્વ જન્મોનાં પાપ આ, રિબાવે બહુ રાંક;
અવિદ્યાનું આવર્ણુ વધ્યું, વિદ્યાનો શો વાંક ? ૭
**શામ મુનિના** મગજમાં, નથી વિદ્યાનો વાંક;
અજ્ઞાની અવળું કહે, વિદ્યાનો શો વાંક ? ૮

## ૫૬-૬૮ શા. વાડીલાલ મોતીલાલના અધિપતિપણા નીચે પ્રગતિ પંથે દોરનાર અઠવાડિક જૈન સમાચાર પ્રત્યે આપેલ અભિનંદનાષ્ટક.

[ રાગ હરિગીત ]

જૈનો તણી ઉન્નતિ તણાં કિર્ણો કિંચિત્ ઉદય થયાં,
નશ્યત્ થયો દુર્બોધ આથી ભૂતડાં નાસી ગયાં;
સર્વેની દૃષ્ટિ દોરવાને શ્રેષ્ટ પંથે આ થયું,
માતા સમુ પિતા સમુ ભ્રાતા સમુ શિક્ષણ ભર્યું. ૧

ચારુ ચતુર્વિધ સંઘની વાણીજ વર્તે જેહમાં,
રત્નત્રય આરાધવાની ઉક્તિઓ છે તેહમાં;
પત્રો ઘણાં પ્રગટ કરો પણ શક્તિ આ આવે નહિ,
ત્રણ તત્ત્વની સ્વરૂપ શુદ્ધિ પત્રમાં જાણો સહી. ૨

જે કચ્છ ને ગુજરાત દક્ષિણ માળવામાં મલકતું,
પંજાબ ને બંગાળ બર્મા સિંધમાં છે ચળકતું;
સૌરાષ્ટ્ર કાશ્મિર ખાનદેશે બોધવા તે જાય છે,
ચૈતન્ય પૂજક ધર્મની ઉન્નતિ તેથી થાય છે. ૩

જે દુષ્ટ ને દુર્ભાગ્ય તે આ પત્રનો પ્રતિકૂલ બને,
જે સુષ્ટુ ને સદ્ભાગ્ય તે આ પત્રને રાખે કને;
શત્રુ જશો, મિત્ર થશો, ભ્રાતા બનો, ભ્રાતા તમે,
આ પત્રને આશિષ નિશદિન આપીએ પ્રેમે અમે. ૪

ધર્મોન્નતિ દેશોન્નતિ આ પત્રથી હું તો ગણું,
નિષ્પક્ષીને સાચ્ચકપણું, આ પત્રમાં જાણો ઘણું;
બાળો અને બાળાઓની શાળાઓ જૈન સ્થપાઇ છે,
વક્તા થયા શ્રોતા થયા એ પત્રનીજ સવાઇ છે. ૫

જ્ઞાની બનો ધ્યાની બનો દાની બનો આ પત્રના,
લેખક બનો પ્રેક્ષક બનો વાચક બનો સર્વત્રના;
આ દેશમાં દૂર્દેશમાં વિદેશમાં વ્યાપી રહો,
ઓ યોગીઓ! ઓ ભોગીઓ! આ પત્રને નિશદિન ચહો. ૬
રાહક વધો ગ્રાહક વધો સ્હાયક વધો ચઉદિશમાં,
સ્હાયક વધો શ્રીમંત સર્વે, કોઇ મતિ રહો રીશમાં;
વાચક બનો સાચક બનો આ સત્ય શિક્ષણુને ભણી,
શાંતિ ઘણી કાંતિ ઘણી આ પત્રના સ્વામી તણી. ૭
મુક્ત થવા અજ્ઞાનથી આ પત્રને ચાહો તમે,
નિયમિત રીતે વાંચવાની વિનતિ કરીએ અમે;
શાસન તણી શોભા ઘણી એ સહજ માંહી જણાય છે,
મન મગ્ન બને આ પત્ર જેના હસ્તમાંહી જાય છે. ૮

## શ્રેણિક મહારાજનું ચઉઢાળીઉં.

[ દુહા ]

તેણે કાળે તેણે સમયે, રાજગ્રહીને ઉધાન;
ગૌતમાદિક સાથે લહી, સમવસર્યા વર્ધમાન. ૧
વનપાલક આજ્ઞા લહી, ઉતર્યા વન મોઝાર;
રાજા વધાઇ સાંભળી, આવ્યા વંદન તેણી વાર. ૨
દેશના સુણી શ્રી વીરની, પૂછે શ્રેણિક રાય;
કહો પ્રભુ મુજ શી ગતિ? નવ કહે જિન રાય. ૩

### ઢાળ પહેલી.

[ હાંરે લાલા શિયળ સુરંગા માનવી-એ દેશી ]

હાંરે લાલા ઈહાંથી ચવીને જાય સો, નરક પહેલી મોઝાર રે લાલા;
સાંભળી શ્રેણિક કંપીઓ, આપ નોધારાના આધાર રે લાલા;
એ શું બોલો જિનરાયજી. —એ ટેક. ૧

હાંરે લાલા કોઇ ઉપાય બતાયદો, જેથી બંધ થાય નરકદ્વાર રે લાલા;
તવ મહાવીરે ભાખીયું, ઉપાય છે શ્રેણિક ચાર રે લાલા. એ શું૦ ૨
હાંરે લાલા એક દિન, દીએ ભાવ શું, કપિલા દાસી દાન રે લાલા;
બીજો ઉપાય તે સાંભળો, એકાસન કરો શુભ ધ્યાન રે લાલા. એ શું૦ ૩
હાંરે લાલા રાજગ્રહી માંહી વસે, કાલ સુરીઓ કસાઇ રે લાલા;
વધ કરે પાડા પાંચસો, બંધ કરો એક દિન ત્હાંઈ રે લાલા. એ શું૦ ૪
હાંરે લાલા શ્રાવક પૂણીઆ પાસથી, સામાયિક લ્યો કરી મૂળ રે લાલા;
ચાર ઉપાય એ દાખીઆ, તેમાં એક કરો સમતુલ્ય રે લાલા. એ શું૦ ૫
હાંરે લાલા તો નરકે નવિ જાય સો, એમ બોલ્યા શ્રી વર્દ્ધમાન રે લાલા;
સાંભળી શ્રેણિક હર્ષિયો, કરૂં એક તેમાંથી આણુ રે લાલા. એ શું૦ ૬
હાંરે લાલા ઢાળ પહેલીમાં જાણજો, પ્રશ્નોત્તર પૂરૂં થાય રે લાલા;
**મંગળજી સ્વામી** પસાયથી, **શામ મુનિ** કહે હરખાય રે લાલા. એ૦ ૭

[ દુહો ]

વાંદી શ્રેણિક ચાલીઆ, આવ્યા નિજ દરબાર;
દાસીને બોલાવીને, રાય કહે તેણી વાર.

## ઢાળ બીજી.

[ રાગ–સકળ મનોરથ પૂરવા રે–એ દેશી ]

સુણ દાસી મુજ વાતડી રે, સ્થિર રાખી એક મન;
દાન દીઓ શુભ ભાવશું રે, આપું પરિગળ ધન હો દાસી;
કામ કરો એક ચિત્ત, તુંને આપું પૂર્ણ વિત્ત હો દાસી!
કામ કરો એક ચિત્ત. —એ ટેક ૧
સાંભળી ઉત્તર આપીઓ રે, થાય નહિ એહ કામ;
કર કંપે મુજ રાજવી રે, એવું ન લેશો નામ હો રાજન્!
એ શું બોલ્યા રે સુજાણ, એહ નવિ પળે મુજ આણ હો રાજન્! એ૦ ૨

વાત સુણી રાય કોપીઓ રે, બાંધ્યા ચાટુવા હાથ;
હવે કેમ તું આપશે રે, એમ બોલે નરનાથે હો દાસી! હવે૦ ૩
દીયે છે રાયનો ચાટુવો રે, હું નથી આપતી દાન;
સાંભળી રાય ક્રોધે ચડયો રે, ઉતાર્યું દાસીનું માન હોભાઈ;
નવિ થયું એહ કામ, હવે નાંખી બીજામાં હામ હો ભાઈ. નવિ૦ ૪
તેહ નગરીમાંહી વસે રે, કાલસુરિક એહવું નામ;
દયા નહિ કોઇ જીવની રે, કરે અકારાં કામ હો ભાઇ!
દયા ધરો દિલમાંહી, જેથી શાશ્વતું સુખ પમાય હો ભાઇ! દયા૦ ૫
મોકલી આજ્ઞાપાલને રે, તેડાવ્યો તિહાં ચંડાલ;
આજે મહિષ નવિ મારજે રે,એ આણુા મુજપાલ હો ભાઇ! દયા૦ ૬
રાયે કહ્યું માન્યું નહિ રે, પકડાવ્યો તે વાર,
વૃક્ષશાખાએ બાંધીને રે, રાખ્યો કૂપ મોઝાર હો ભાઈ! દયા૦ ૭
ઊંધે મસ્તક ટીંગતો રે, હાથ પુગે જળમાંહી;
ચિતરી પાડા પાંચસેં રે, માર્યા ભાવ શું ત્યાંહી હો ભાઇ! દયા૦ ૮
બહાર કાઢીને પૂછીયું રે, હવે કેમ રહ્યો ચંડાળ;
સાહેબ મેં તો મારીઆ રે, પાંચસેં પાડા ઝાલ હો ભાઈ! દયા૦ ૯
કહે પાપી કેમ મારીયા રે? તવ કહે રે કસાઇ;
આંગુલી બોળી જળ વિશે રે,ચિતરી માર્યા ત્યાં ય હોભાઇ! દયા૦ ૧૦
બીજી ઢાળ પૂરી થઈ રે, નવિ થયું સિદ્ધ કામ;
ગુરુ **મંગળજીસ્વામી** તણો રે, શિષ્ય કહે **મુનિશામ** હો૦ દયા૦ ૧૧

દુહો

રાજા મન ચિંતા થઇ, કરૂં કવણુ ઉપાય?
કર્મ નિકાચિત્ બાંધીયું, ટળે ન ટાળ્યું જાય.

## ઢાળ ત્રીજી

[ ભાવના ભવજળ તારીણી—એ દેશી ]

ત્યાંથી ચલાવીને આવીઆ, શ્રાવક પૂણીયા પાસ રે;
આદર આપે અતિ રાયને, કહો કેમ આવીયા? ખાસ રે;
કર્મ નિકાચિત્ નવિ ટળે, કીજીએ ક્રોડ ઉપાય રે;
વીતરાગદેવે જેહ ભાખીયું, તે કરો કેમ ટાળ્યું જાય રે? કર્મ૦
મૂલ લીઓ મુખે માગીને, આપો સામાયિક એક રે;
રાય કહે રે શ્રાવક પ્રત્યે, રાખો હમારી એ ટેક રે. કર્મ૦
મૂલ ન જાણું હું તેહનું, સાંભળ્યું નહિ કોઇ વાર રે;
જ્ઞાની વિના કોઈ નવિ કહે, મૂલ તેનું નિરધાર રે. કર્મ૦
હોય ચલાવીને આવીયા, ગુણશીલ વન મોઝાર રે;
આનંદ થયો તિહાં અતિ ઘણો, દેખી પ્રભુનો દેદાર રે. કર્મ૦
વાંદી કરી તિહાં બેસીયા, પૂછે પ્રભુ પ્રત્યે રાય રે,
મૂલ કહો સામાયિક તણું, તવ કહે છે જિનરાય રે. કર્મ૦
લાખ ખાંડી સુવર્ણ તણી, દીએ કોઇ દિન પ્રત્યે દાન રે;
લાખ વર્ષ લગે જો દીએ, થાય નહિ તસ્સ માન રે. કર્મ૦
સાંભળી રાય એમ ચિંતવે, નવિ થાય કદી એહ કામ રે;
એક ટાણું હવે આદરી, ટાળું હું નરકનું નામ રે. કર્મ૦
ઢાળ ત્રીજી પૂરણ આ થઇ, સાંભળો કર્મની વાત રે;
**મંગળજી સ્વામી** પસાયજી, કહે **મુનિશામ્** અવદાત રે. કર્મ૦

### દુહો

વીર વાંદી ઘેર આવીઆ, કરી નિશ્ચય વિચાર;
એક ટાણું અંગી કરી, બેઠા સભા મોઝાર.

## ઢાળ ચોથી

[ કોયલ પર્વતે ધુંધવે રે લાલ–એ દેશી ]

ાત્ર તેહનો એક અતિ ભલો રે લાલ, રાય જીતારિ કહાયહો ભવિકજન;
.ક દિવસ શ્રેણિક પ્રત્યે રે લાલ, ઉત્તમ લેંટડું મેલાય રે;
.વેક જન વાત સુણો એક ચિત્તશું રે લાલ. – એ ટેક. ૧
મૃતફળ અતિ ઓપતું રે લાલ, સ્વાદતણો નહિ પાર રે; ભવિ૦
ણુ દિવસ પછી નવિ રહે રે લાલ,સરસાઇ સારી લગાર રે. ભવિ૦ વાત૦૨
.ક ટાણું મેં તો આદર્યું રે લાલ, નવિ ખપે મુજ એહ રે; ભવિ૦
'હા સ્વાદે આતુર થયો રે લાલ,આરોગ્યું ફળ એહ રે. ભવિ૦ વાત૦૩
.ક ટાણું તિહાં ભાંગીયું રે લાલ,નવિ થયો એકે ન્યાય રે; ભવિ૦
.તરાગે મુખથી ભાખીયું રે લાલ, તે કેમ ટાળ્યું જાય રે. ભવિ૦ વાત૦૫
વું જાણી તમે ભવિજનો રે લાલ,મ કરો પાપનું પૂર રે; ભવિ૦
.ા ધર્મને આદરી રે લાલ, કર્મ કરો ચકચૂર રે. ભવિ૦ વાત૦૪
ણિક પણ દયા પાળીને રે લાલ,બાંધ્યું તીર્થંકર ગોત્ર રે; ભવિ૦
યા તણા સુપસાયથી રે લાલ, સવિ મનોરથ હોત રે. ભવિ૦ વાત૦૬
ંગળસ્વામિ પસાયથી રે લાલ, કહે મુનિશાસ ઉલ્લાસ રે;
ત્તમ ધર્મને આદરી રે લાલ, કરજો ઉદ્યમ ખાસ રે. ભવિ૦ વાત૦૭
ંચી સાંભળી હૈયે ધરો રે લાલ, ન કરો હિંસા લગાર રે; ભવિ૦
યા પાળો સર્વ જીવની રે લાલ, તો તરશો ભવ પાર રે. ભવિ૦ વાત૦૮

## નેમિ પ્રભુના ઉગ્ર વ્રતધારી જાહલ શ્રાવકનું ચઉઢાળીયું.

[ દુહા ]

વંદુ પ્રભુ બાવીશમા, શ્રીનેમી જિનરાજ;
યાદવકુળમાં દિનમણિ, શાસનના શિરતાજ. ૧
ઉપાસક અંગ સાતમે, અધ્યયન બીજે જાણ;
જાહલ શ્રાવક જીવનનાં, જિનવરે કર્યાં વખાણ. ૨

વરદત્તગણધર વર્ણવે, ઝુઝટા મુનિની પાસ,
જીવન સાંભળો તેહનું, આણી મન ઉલ્લાસ. ૩

## ઢાળ પહેલી

[ દેશી–રસીયાની ]

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં, નગરી ભદલપુરી જાણુ સૌભાગી;
જિતશત્રુ નામે રાજા ભલો, વર્તે તેહની આણુ સૌભાગી;
નેમિ પધાર્યા હો શ્રીવન બાગમાં. — એ ટેક.
જુઠલ શેઠ વસે તિણુ નગરીમાં,હિરણ્ય અડતાળીશ કોડ; સૌ૦
રોહિણી આદિ બત્રીશ નારીઓ, શોડશ ગોકુળ જોડ. સૌ૦ નેમિ૦
નેમી વંદનને નૃપતિ આવીઆ, વાંદી બેઠા જોડી હાથ; સૌ૦
જુઠલ શેઠે સુણી તે વારતા, સમવસર્યા જગનાથ. સૌ૦ નેમિ૦
અતિ ઉત્સાહે વંદન આવીયા, જેમ કોષ્ટક શ્રાવક જાય; સૌ૦
પંચ અભિગમનો તિહાં સાચવી, વાંદ્યા શાસનરાય. સૌ૦ નેમિ૦
મહિધર જુઠલ આદિ શ્રોતા જનો, બેઠા સુરનર વૃંદ; સૌ૦
અમૃતસમ જિનવાણી સાંભળે, ભાંખે નેમિજિણંદ. સૌ૦ નેમિ૦
દેશના સુણીરાયજિનવરવાંદીને, આવ્યાતિણુદિશિ જાય; સૌ૦
જુઠલ શેઠ અપૂર્વ ધર્મ સાંભળી, હૃદય આનંદિત થાય. સૌ૦ નેમિ૦
પ્રભુ! આપે જ્ઞાનાંજન મુઝ કરી, ખુલ્યાં અંતર નેણુ; સૌ૦
શ્રદ્ધા પ્રતિતિ રૂચિ તમ પ્રવચને, શક્તિ ન સંયમ લેણુ. સૌ૦ નેમિ૦
આગાર ધર્મ આદરવા ભાવના, જેમ સુખ કહે જિનરાય; સૌ૦
વ્રત આદરિયાં કોષ્ટકની પરે, નવરં કહે એમ વાય. સૌ૦ નેમિ૦

દુહા

બત્રીશ નારીઓ માહરે, કરું સર્વથા ત્યાગ;
અડતાલીશ વસુ ક્રોડ છે, સોડષ ગોકુળ ભાગ.

ચિહુ દિશે ચિહુ ગાઉનું, ઉર્ધ્વ અધો ભુવનપ્રમાણ;
એમ ચઉ પંચ ષટ્ વ્રતમાં મુજને હો પચ્ચખ્ખાણ. ૨

## ઢાળ બીજી

[ આધા આમ પધારો પૂજ, અમ ઘર વહોરણ વેળા–એ દેશી. ]

ઉલ્લંછનને દંતધાવનના, ફળ અભ્યંગન જાણો;
ઉવટન મંજ્જન એ ષટ્ બોલના, જાવ જીવ પચ્ચખ્ખાણ;
તારો પાર ઉતારો રાજ, હું ચાકર ચરણારો. —એ ટેક. ૧
વસ્ત્ર વિધિમાં કલ્પે મુજને, અલ્પ મુલો ધરૂં વેશ;
આભૂષણમાં એક મુદ્રિકા, સર્વ ત્યાગ અવશેષ. તારો૦ ૨
વિલેપનને વિવિધ પુષ્પનો, ધૂપ પય પરિહાર;
ભક્ષણ વિગય શાક મેવાને, વર્જું સર્વ પ્રકાર. તારો૦ ૩
અનાજની જાતિમાં કલ્પે, આજ પછી એક ભાત;
કઠોળમાં તો દાળ ચણાની, અવર ત્યાગ સર્વ જાત. તારો૦ ૪
અચેત પાણી આજથી કલ્પે, સચેત તણો મુજ નેમ;
જમણ જાતિનો ત્યાગ સર્વથા, મુખવાસ વિધિ પણ તેમ. તારો૦ ૫
પગમાં મોજડી પહેરવી ત્યાગું, વાહને બેસવું બંધ;
સુખાસન ભોગીનાં વર્જું, વર્જું સચેત સંબંધ. તારો૦ ૬
અચેત દ્રવ્યમાં કલ્પે મુજને, ત્રણ દ્રવ્ય વાપરવા;
ભાત દાળ અને અચેતપાણીવિણ,અવર તણી નહિ પરવા. તારો૦ ૭
છવીશ બોલની ધારણા સાથે, કર્માદાનને છોડું;
આઠમા વ્રતમાં ચાર પ્રકારે, અનર્થા દંડ નવિ જોડું. તારો૦ ૮
શિક્ષા વ્રતને સુરતરુ જાણી, અધિક અધિક હું સેવું;
ભૂખ્યાને ભોજન મળ્યું પ્રભુજી, એમાં તે શું કહેવું ? તારો૦ ૯
આજ દિનથી અભિગ્રહ ધારૂં, આપ સમીપે સ્વામી !
પંચમી દિન નીવી મુજ કરવી, જાવ જીવ નહિ ખામી. તારો૦ ૧૦

સાતમ દિન છઠ્ઠ પોષો કરવો, તેરસે અઠ્ઠમ આદરવો;
ઉવારણે વારણે આયંબીલ કરીને, હર્ષ હૃદયમાં ધરવો. તારો૦ ૧૯

દુહા

એણી પરે જુઠલ શ્રાવકે, આદરીયાં વ્રત બાર;
ઉગ્ર અભિગ્રહ આદર્યો, ધન્ય એહનો અવતાર. ૧
નેમિ જિણંદને વાંદીને, આવ્યા નિજ આગાર;
શ્રી વનથી તવ જિનવરે, જિનપદે કર્યો વિહાર. ૨
રમતા આત્મ સ્વભાવમાં, ધરતા તપ અતિ ધીર;
જુઠલ સુશ્રાવક તણું, શુષ્ક થયું તે શરીર. ૩
ગુણ એકવીશં ધારક થયા, નવે પદાર્થના જાણ;
ત્રિકરણ શુદ્ધે શર્દહતા, જિનવર વચન પ્રમાણ. ૪

## ઢાળ ત્રીજી

[ ચેતન ચેતો રે! કાલ ન મૂકે કેડો—એ દેશી ]

રોહિણી આદિ બત્રીશ મળીને, આવી પ્રીતમ પાસ;
દીસો છો કેમ ? દુર્બળ સ્વામી, ! એમ કરે અરદાસ;
જુઠલ ઝીલેરે ઉપસમ જલમાં બેઠા,
સાચા શ્રાવક રે સંવેગ, ભાવમાં શેઠા.—એ ટેક. ૧
સ્વામી ! આપ શરીરમાં રે, વ્યાધિ વિશેષ જણાય;
વૈદ બોલાવી કીજીએ રે, એહ તણો સુઉપાય. જુઠલ૦ ૨
રોગ નહિ મુજ અંગમાં રે, નહિ તે વૈદ્યનું કામ;
સુખ શાંતિ વર્તે સદા રે, લેતાં જિનવર નામ. જુઠલ૦ ૩
વળતી વામા એમ કહે રે, સુણો સ્વામી ! અમ વાત;
જે દિને નેમિ પધારીયા રે, તે દિનનો ઉત્પાત. જુઠલ૦ ૪
જિનવર વાણી સાંભળીરે, રોગ થયો તમ અંગ;
તે દિનથી અમ સાથ સર્વથા, થયો પ્રેમનો ભંગ. જુઠલ૦ ૫

શ્રાવક બોલ્યા શાંતપણાથી, આદરીયાં વ્રત બાર;
સંયમ તપ સેવું તે દિનથી, કરી પાપ પરિહાર. જુઠલ૦ ૬
નિર્દોષિ અમ અબળાઓનો, કીધો કેમ પરિહાર ?
શ્મશાન ભસ્મ સમ જાણીને,વિચરો છો ઇણ વાર. જુઠલ૦ ૭
એમ કહી અતિ ઉદ્ધત થઇને, રોહિણી આદિ નાર;
મોહ ભર્યા વચનો બહુ વદતી, કરી લજ્જાપરિહાર. જુઠલ૦ ૮
કોઈ ખોળામાં આવીને બેસે, કોઇ ધૂણાવે શિર;
વિષયાંધ થઈને અંગ બતાવે,અલગ કરી નિજ ચીર. જુઠલ૦ ૯
સ્ત્રી પરિષહ અતિ આકરો, મોહરાયનો એહ;
જુઠલ શ્રાવકને તે પડીઓ, જાણો નહિ સંદેહ. જુઠલ૦ ૧૦
ભોગ આમંત્રણો સુણી નારીનાં,આદર ન દીએ મનમાં;
ધર્મધ્યાનમાં ઝીલે જુઠલ, મૌન પણે રહી તનમાં. જુઠલ૦ ૧૧

દુહા

અંતે થાકી નારીઓ, આવી નિજ આવાસ;
જુઠલ શ્રાવકને નક્કી, ઘટે કોટી સાબાશ. ૧
જુઠલ શ્રાવક તિણ સમે, પડિમા વહે અગિયાર;
વિવિધ પ્રકારે તપ તપે, કરવા કર્મ સંહાર. ૨
અંતે અનશન આદર્યું, તજી અઢારે પાપ;
આહાર શરીરને છોડીને, જપતા જિનવર જાપ. ૩
એકાંતમાં આસન ઠવી, ધરતા નિર્મળ ધ્યાન;
દિન અઢાર પછી તિહાં, ઉપન્નુ અવધિજ્ઞાન. ૪
ઊંચું ઈશાન કલ્પને, નીચે પહેલી નર્ક;
કોણકની પરે ઉપન્નું, નહિ તેહમાં તર્ક. ૫
અવધિજ્ઞાનથી દેખીયો, અગ્નિતણો ઉપસર્ગ;
એહ શરીર સળગાવશે, સુત વનિતાનો વર્ગ. ૬

નિર્ભયતાને આદરે, નહિ ઉદ્દ્વેગનો અંશ;
ક્ષોભ રહિત સ્થિરતા પણે, કરતા કર્મનો ધ્વંસ. ૭

## ઢાળ ચોથી.

[ સાંભળજો ! મુનિ સંયમ રાગી ઉપશમ શ્રેણીએ ચઢીઆ રે–એ દેશી

ધન્ય શ્રાવકજી જુઠલ જાણો, ધન્ય ધન્ય તેહની સમતા રે;
નિજ સ્વરૂપમાં રમણ કરે છે, છોડી શરીરની મમતા રે. ધન્ય૦
બત્રીશ નારીઓ ટોળે મળીને, આવીચું શ્રાવક પાસ રે;
સુકાં લાકડાં સાથે લાવીચું, છાણાં ઘૃત ને ઘાસ રે. ધન્ય૦
પૌષધશાળામાં મધ્ય ભાગે, કાષ્ટ ચિતાને બનાવે રે;
અભવ્ય તુલ્ય એ પાપણીઓને, દિલ દયા નવિ આવે રે. ધન્ય૦
ધ્યાનમાં બેઠેલ તે શ્રાવકને, ઊચકી ચિતામાં મૂકયા રે,
ઘાસ છાણાં સાથે ઘૃત નાખી, અગ્નિ લગાવીને ફૂંકયા રે. ધન્ય૦
અકૃત્ય કર્મ કરી ભય પામી, ભાગીને નિજ સ્થળ જાવે રે;
જ્વલિત અગ્નિના ઉપસર્ગે, ઉજ્વળ વેદના થાવે રે. ધન્ય૦
તો પણ નિજ નારીઓ પ્રત્યે, દ્વેષ ભાવને ત્યાગી રે,
સમભાવમાં સિદ્ધ સ્વરૂપનું, ધ્યાન ધરે વડભાગી રે. ધન્ય૦
ગજસુકુમાલ મહા યોગીશ્વર, તેહને પગલે જાવે રે;
અજબ આત્મ શક્તિ એહની, આત્મ સ્થિરતાને પાવે રે. ધન્ય૦
ઉત્તરાધ્યયન અધ્યયન પાંચમે, એકેક શ્રાવક એહવા રે;
ઉગ્ર તપ ઉપસર્ગના ધારક, મુનિવર પણ નહિ તેહવા રે. ધન્ય૦
આલોચી નિજ આત્મદોષને, સકામ મરણે મરીયા રે;
માસ દોએ અનશનની અંતે, દેવગતિને વરીઆ રે. ધન્ય૦
ઉગ્ર ત્યાગી ને ઉગ્ર વૈરાગી, ઉગ્ર ઉપસર્ગો ખમીઆ રે;
ધન્ય ધન્ય એ જુઠલ જીવન, વિષય કષાયને વમીયા રે. ધન્ય૦

ધ્યાન ધારામાં એમ રહીને, આયુષ્ય પૂરણ કીધું રે;
આગાર ધર્મ આરાધી જુઠલે, સ્વર્ગ તણું સુખ લીધું રે. ધન્ય૦ ૧૧
ત્રીશ વર્ષ શ્રાવક વ્રત સેવ્યાં, ઉગ્ર ત્યાગની સાથે રે;
શ્રાવકની અગિયાર પડિમા, વહિયા તે નિજ હાથે રે. ધન્ય૦ ૧૨
આયુષ્યના અંતે આદરીયું, અનશન ચઢતા ભાવે રે;
દોય માસનું અનશન પાળી, એકાવતારી થાવે રે. ધન્ય૦ ૧૩
કાલના સમયે કાલ કરીને, બીજા સ્વર્ગે સિધાવે રે;
કપિલ નામે મહા વિમાને, દેવ તણું પદ પાવે રે. ધન્ય૦ ૧૪
બાર પલ્યોપમ આયુષ્ય ભોગવી, મહાવિદેહ ક્ષેત્રમાં જાશે રે;
દસાંગી સુખને ભોગવી અંતે, ઉત્તમ અણગાર થાશે રે. ધન્ય૦ ૧૫
સંયમ ગુણની શ્રેણીએ ચઢીને, કેવળ કમળા વરશે રે;
શેષ કર્મનો ક્ષય કરીને, ભવસાગરને તરશે રે. ધન્ય૦ ૧૬
ગુરુ **મંગળજી સ્વામી** પ્રતાપે, શિષ્ય કહે **મુનિશામ** રે;
બાવીશમા જિનવરના શ્રાવક, ધન્ય જુઠલ સુખ ધામ રે. ધન્ય૦ ૧૭
ઓગણીસેં ચોરાણું સાલે, મુંબઈ શહેર મોઝાર રે;
ઘાટકોપરમાં રહી ચોમાસું, રચિયો આ અધિકાર રે. ધન્ય૦ ૧૮
ઉત્તમ જીવન જુઠલ કેરૂં, સાંભળી હૃદયમાં ધારો રે;
ત્યાગ વૈરાગ્ય ને સમતા સાથે, વિષય કસાય નિવારો રે. ધન્ય૦ ૧૯



# મનહર બહુંતેરી

## અરિહંતાદિના ગુણો વિષે.

[ મનહર છંદ ]

અરિહંત ગુણ બાર, સિદ્ધ આઠ ગુણ ધાર;
ગણધર દેવ ગુણ, બાવનેં બિરાજે છે;
આચાર્ય ગુણ છત્રીશ, આઠ સંપદા સહિત;
ઉપાધ્યાયજી પચીશ, ગુણો વડે ગાજે છે;
સાધુ ગુણ સત્તાવીશ, નમીએ નમાવી શિશ;
સુશ્રાવકો એકવીશ, ગુણ યુક્ત રાજે છે;
જિનાગમે જિનેશ્વરે, ગુણ ધારક એ કહ્યા;
કહે **શામ મુનિ** સર્વે, આત્મ સિદ્ધિ કાજે છે. ૧

## ૨૪ જિનવરો વિષે.

ઋષભ અજિત જિન, સંભવ અભિનંદન;
સુમતિ પદ્મપ્રભજી, નમીએ નિષ્કામીને;
સુપાર્શ્વ ચંદ્રપ્રભજી, સુવિધિ શિતલ જિન;
શ્રેયાંસ ને વાસુપૂજ્ય, આરાધો આરામીને;
વિમલ અનંત ધર્મ, શાંતિ કુંથુ અર મલ્લિ;
મુનિસુવ્રત સ્વામીજી, સેવો શિવ ગામીને;
નમિ નેમિ પાર્શ્વ વીર, શૂરવીર ધીર પ્રભુ;
વંદે **શામ મુનિ** સદા, શાસનના સ્વામીને. ૨

## ૨૦ વિહરમાન જિનવરો વિષે.

પ્રથમ સિમંધરજી, યુગમંધર ને બાહુ;
સુબાહુ સુજાત સ્વયં – પ્રભ ગુણ ગાઇએ;

ઋષભાનન અનંત - વીર્ય સુરપ્રભ સ્વામી;
વિશાલ વજ્રધરજી, ચંદ્રાનન ચાહિએ;
ચંદ્રબાહુ ને ભુયંગ, ઈશ્વર ને નેમપ્રભ;
વીરસેન મહાભદ્ર; દેવયશ ધ્યાઈએ;
વિશાલ અજીતસેન, આદિ ચાર આઠ આઠ;
અનુક્રમે ત્રણ દ્વીપે, **શામ** મુનિ ઠાઈએ. ૩

## ૧૧ ગણધર વિષે.

ઈંદ્રભુતિ અગ્નિભૂતિ, વાયુભૂતિ ત્રણે બંધુ;
ગૌતમ ગોત્ર વ્યક્તની, વિશ્વમાં પ્રસિદ્ધિ છે;
સુધર્મા સ્વામી પાંચમા, વીર શાસનની પાટે;
જેણે આગમ વાચના, જંબૂજીને દીધી છે;
મંડિત ને મૌર્યપુત્ર, સહોદર ભાઈ બન્ને;
અકંપિત ને અચલ, ગુણો તણા નિધિ છે;
મેતાર્ય પ્રભાસ પ્રભુ, બાવન ગુણો ધારક;
કહે **શામ** મુનિ વંદો, જેથી સર્વ સિદ્ધિ છે. ૪

## ૧૬ સતી વિષે.

બ્રાહ્મી સુંદરી ચંદના, રાજીમતિ મહાસતી;
ચારે બાલકુમારીને, ધન્ય બલિહાર છે;
કૌશલ્યાજી સીતા સતી, કુંતા દ્રૌપદી સુસતી;
ચારે સાસુ વહુ જોડી, સતી અવતાર છે;
પ્રભાવતી પદ્માવતી, મૃગાવતી સતી શિવા;
ચારે બેનો, ચેડાતણી, પુત્રી ગુણધાર છે;
સતી સુભદ્રા સુલસા, ચૂલા અને દમયંતી;
**શામ** મુનિ વંદો સતી, સોળે સુખકાર છે.

## છપ્પન કુમારિકા વિષે.

અધો લોક તણી આઠ, યોજન માંડલું કરે;
જલ પુષ્પ સુગંધથી, ઉર્ધ્વની બનાવે છે;
પૂર્વની દર્પણ ગ્રહે, પશ્ચિમની વિંઝણાને;
દક્ષિણની જલ ઝારી, ગ્રહી ગાન ગાવે છે;
ઉત્તર દિશા કુમારી, ચામરની વીંઝનારી;
દીપક ગ્રહવા ચાર, વિદિશાની આવે છે;
મધ્ય રૂચકની ચાર, નાડીનું છેદન કરે;
છપ્પન કુમારી એમ, ઉત્સવ બજાવે છે. ૬

## જિનરાજદેવના અનંત બલ વિષે.

બાર યોધે એક ગોધો, દશ ગોધે એક ઘોડો;
બાર ઘોડે એક પાડો, પરિમાણ કીજીએ;
પાંચ શત પાડે હાથી, હાથી પાંચ શતે સિંહ;
બે સહસ્ત્ર સિંહે અષ્ટા - પદ પરિખીજીએ;
દશ લાખ અષ્ટાપદે, રામ ને બે રામે હરી;
હરી બેએંચક્રી કોટી - ચક્રે નાગ લિજિએ;
કોટી નાગે ઇંદ્ર ઈંદ્ર - અનંતે જિનનું જાણો;
અંગુલી બલ અનંત, **શામ મુનિ** કીજીએ. ૭

## મહાવીર પ્રભુના તપ-વર્ણન વિષે.

ભદ્ર મહાભદ્ર શિવ - ભદ્ર સોળ દિને જાણો;
ત્રણ ઉપવાસી તપ, બાર વાર લીયા છે;
બસે ને ઓગણત્રીશ, છઠ તપ કીયા ઇશ;
બહુંતેર પક્ષ બાર, એક માસી કીયા છે;

દોઢ માસી દોય ને છ, દ્વિમાસી અઢાઈ માસી;
દોય ને ત્રિમાસી દોય, તપ કર દીયા છે;
નવ તો ચૌમાસી એક, છમાસી પૂરણ જાણો;
પાંચ દિન ઉણા તપ, છમાસી તે કીયા છે. ૮
સાડા બાર વર્ષ એક, પક્ષમાં પારણા માત્ર;
ત્રણસેં ઉપર ઓગણ – પચાસ કર્યાં છે;
તીવ્ર ધરીને વૈરાગ્ય, નિત્ય ભોજનનો ત્યાગ;
છઠ તપ થકી ઓછા, કદિ ન આચર્યાં છે;
સર્વ તપ ચોવિહાર, નિદ્રા તણો પરિહાર;
સુખાસન છોડી ધ્યાન, અહોનિશ ધર્યાં છે;
ત્રોડી કર્મ તણો પાસ, કીધો જ્ઞાનનો પ્રકાશ;
**શામ** મુનિ મહાવીર, શિવ સુખ વર્યા છે. ૯

## વીર પ્રભુના ૪૨ ચાતુર્માસ વિષે.

અસ્થિ ગ્રામે એક ચંપાં, પાંચ પૃષ્ઠચંપાં પાંચ;
બે વિશાળા વાણિજ્યમાં, એક તો બિરાજ્યા છે;
કલ્પતાં ચોમાસા ચૌદ, રાજગૃહીના નાલંદે;
મિથીલામાં છ ને દોય, ભદ્રિકામાં રાજ્યાં છે;
એક કીધું આલંભિયા, અપાપા નગરી એક;
નગરી સાવથી એક, મેઘ સમ ગાજ્યા છે;
એક અનાર્ય દેશમાં, પાવાપુરી એક જાણો;
કહે **શામ** મુનિ એમ, વીરજી વિરાજ્યા છે. ૧૦

## આચાર્યદેવ વિષે. [ ૧ ]

પંચ વિષયો ને વારે, નવ વિધ શીલ ધારે;
ક્રોધાદિ કષાય ત્યાગી, ગુણના ભંડારી છે;

પંચ મહાવ્રત ધારી, જ્ઞાનાદિ પંચ આચારી;
સુમિતિ ગુપ્તિ સુસારી, ધન્ય બલિહારી છે;
આચાર સૂત્ર શરીર, વચન વાચના મતિ;
સંપ્રયોગ ને સંગ્રહ, સંપદા ના ધારી છે;
છત્રીશ ગુણે ગંભીર, આઠ સંપદા સંયુક્ત;
અહો! આચાર્યજી તેને, વંદના હમારી છે. ૧૧

## આચાર્યદેવ વિષે-[ ૨ ]

સાત્વિક સ્વભાવવાળા, શાન્ત મુખમુદ્રા જેની;
મીઠી ને મધુરી વાણી, અમૃતની ધારા છે;
સુંદર દેદાર દીપે, દર્શન દેવ સ્વરૂપી;
સમભાવ સદા જેનો, વિષમથી ન્યારા છે;
ગીતાર્થ જ્ઞાનના નિધિ, સ્યાદ્‌વાદ શૈલી જેની;
અનેકાન્ત વાણી વદે, એવા ગુરુ મારા છે;
શાસન રક્ષક દેવ, **શામ મુનિ** કરે સેવ;
અહો! આચાર્યજી એવા, મુજ મન પ્યારા છે. ૧૨

## ઉપાધ્યાયજી વિષે.

આચારંગ આદિ અંગ, દ્વાદશ પાઠક પ્રભુ;
ઉવવાઈ આદિ બાર, ઉપાંગના જાણુ છે;
પચીશ ગુણે સંયુક્ત, જ્ઞાન દાન દાતા દેવ;
બહુ સૂત્રી ને ગીતાર્થ, વચનો પ્રમાણુ છે;
સ્યાદ્‌વાદ વાણી વદે, અનેકાન્ત વાદી સાચા;
સ્વ પર સમય જાણુ, ગુણુ રત્નો ખાણુ છે;
અહો! ઉપાધ્યાય એવા, **શામ મુનિ** કરે સેવા;
મિથ્યાતમ નાશ માટે, ભલા જૈન ભાણુ છે. ૧૩

## અણગારના સત્તાવીશ ગુણ વિષે.

પંચ મહાવ્રત ધરે, પાંચ ઈંદ્રી વશ કરે;
ચાર તો કષાય મુનિ, મૂળથી વિદારે છે;
મન વચ કાય ગુપ્ત, કરણ જોગ ને ભાવ;
ત્રણે સત્ય કરી ભિક્ષુ, ભવ્ય જીવો તારે છે;
જ્ઞાન દર્શન ચારિત્ર, રત્નત્રય સંપન્ન જે;
ક્ષમા ને વૈરાગ્યવાન, વાણીને ઉચ્ચારે છે;
વેદના સહન કરે, મરણનો ભય હરે;
**શામ મુનિ સાધુ ગુણો, સત્તાવીશ ધારે છે. ૧૪**

## નિર્ગ્રંથ મુનિની ભાવ સાહેબી વિષે.

સંવર ભુવન માંહી, સંયમ પલંગ છાજે;
શિયળ રૂપી શૈયામાં, શયન કરી રહ્યા;
શાંતિ રૂપી પ્યારી ઘરી, આવે આનંદ અતિશ;
દર્શન દીપકે જ્ઞાન, ઉદ્યોત થઈ રહ્યા;
વૈરાગ્ય રૂપી તે શાલ, ઓઢી અતિ સુકુમાળ;
ધ્યાન નિદ્રા વડે સ્વપ્ન, સ્વરૂપ જોઈ રહ્યા;
સુમતિ સુંદરી સાથ, મેળવી હાથમાં હાથ;
કહે શામ મુનિ ભાવ, સંયમી એવા કહ્યા. ૧૫

## આત્માર્થી સાધુજીના ગુણો વિષે.

સાધુ સંત શોભે સારા, શુભ શાન્તિના વિચારા;
ક્ષમા સત્ય સંતોષથી, શિયળ શોભાવતા;
કામિની કંચન કુડ, કપટ ન કરે કદિ;
કામ ક્રોધ [illegible] ક – રીને કરે [illegible];

પંચ મહાવ્રત ધારી, જ્ઞાનાદિ પંચ આચારી;
સુમિતિ ગુપ્તિ સુસારી, ધન્ય બલિહારી છે;
આચાર સૂત્ર શરીર, વચન વાચના મતિ;
સંપ્રયોગ ને સંગ્રહ, સંપદા ના ધારી છે;
છત્રીશ ગુણે ગંભીર, આઠ સંપદા સંયુક્ત;
અહો! આચાર્યજી તેને, વંદના હમારી છે. ૧૧

## આચાર્યદેવ વિષે-[ ૨ ]

સાત્વિક સ્વભાવવાળા, શાન્ત મુખમુદ્રા જેની;
મીઠી ને મધુરી વાણી, અમૃતની ધારા છે;
સુંદર દેદાર દીપે, દર્શન દેવ સ્વરૂપી;
સમભાવ સદા જેનો, વિષમથી ન્યારા છે;
ગીતાર્થ જ્ઞાનના નિધિ, સ્યાદ્‌વાદ શૈલી જેની;
અનેકાન્ત વાણી વદે, એવા ગુરુ મારા છે;
શાસન રક્ષક દેવ, **શામ મુનિ** કરે સેવ;
અહો! આચાર્યજી એવા, મુજ મન પ્યારા છે. ૧૨

## ઉપાધ્યાયજી વિષે.

આચારંગ આદિ અંગ, દ્વાદશ પાઠક પ્રભુ;
ઉવવાઈ આદિ બાર, ઉપાંગના જાણુ છે;
પચીશ ગુણે સંયુક્ત, જ્ઞાન દાન દાતા દેવ;
બહુ સૂત્રી ને ગીતાર્થ, વચનો પ્રમાણુ છે;
સ્યાદ્‌વાદ વાણી વદે, અનેકાન્ત વાદી સાચા;
સ્વ પર સમય જાણુ, ગુણ રત્નો ખાણુ છે;
અહો! ઉપાધ્યાય એવા, **શામ મુનિ** કરે સેવા;
મિથ્યાતમ નાશ માટે, ભલા જૈન ભાણુ છે. ૧૩

## અણગારના સત્તાવીશ ગુણ વિષે.

પંચ મહાવ્રત ધરે, પાંચ ઈંદ્રી વશ કરે;
ચાર તો કષાય મુનિ, મૂળથી વિદારે છે;
મન વચ કાય ગુપ્ત, કરણ જોગ ને ભાવ;
ત્રણે સત્ય કરી ભિક્ષુ, ભવ્ય જીવો તારે છે;
જ્ઞાન દર્શન ચારિત્ર, રત્નત્રય સંપન્ન જે;
ક્ષમા ને વૈરાગ્યવાન, વાણીને ઉચ્ચારે છે;
વેદના સહન કરે, મરણનો ભય હરે;
**શામ** મુનિ સાધુ ગુણો, સત્તાવીશ ધારે છે. ૧૪

## નિર્ગ્રંથ મુનિની ભાવ સાહેબી વિષે.

સંવર ભુવન માંહી, સંયમ પલંગ છાજે;
શિયળ રૂપી શૈયામાં, શયન કરી રહ્યા;
શાંતિ રૂપી બારી થકી, આવે આનંદ અનિલ;
દર્શન દીપકે જ્ઞાન, ઉદ્યોત થઈ રહ્યા;
વૈરાગ્ય રૂપી તે શાલ, ઓઢી અતિ સુકુમાળ;
ધ્યાન નિદ્રા વડે સ્વપ્ન, સ્વરૂપ જોઈ રહ્યા;
સુમતિ સુંદરી સાથ, મેળવી હાથમાં હાથ;
કહે **શામ** મુનિ ભાવ, સંયમી એવા કહ્યા. ૧૫

## આત્માર્થી સાધુજીના ગુણો વિષે.

સાધુ સંત શોભે સારા, સુખ શાન્તિમાં વિચારા;
ક્ષમા સત્ય સંતોષથી, શિયળ શોભાવતા;
કામિની કથન કુડ, કપટ ન કરે કદિ;
કામ ક્રોધ કબજે ક—રીને કર્મ કાપતાં;

નામ નિત્ય દેવ ગુરુ, ગણે ગુણે ગંભીર તે;
તપ તપી તાતુ તન, તજ કરી નાખતા;
પાપ પંથ પરહરી, દયા દેવી દિલ ધરી;
કહે **શામ મુનિ** ગુરુ, જ્ઞાન ગુણ ચાખતા. ૧૬

## સુગુરુ અને કુગુરુના અંતર વિષે.

સર્સવ ને મેરૂ ધીર, કાયર ને શૂરવીર;
ક્ષીરોદધિ ખારૂં નીર, સરખું ન જાણીયે;
રાય રંક નહિ તુલ્ય, કાચ કંચન અમૂલ્ય;
ચંદન ને ખેર કાષ્ટ, તુલ્ય ન પ્રમાણીયે;
કામધેનુ આક ક્ષીર, કાગ સમ નહિ કીર;
મૂઢ વાચા ગુરુ ગીરા, સમ ન પિછાણીએ;
ભવિક વિચાર આણો, ગુરુ કુગુરુ પિછાણો;
અંતર અધિક જાણો, કહ્યું વીર વાણીયે. ૧૭

## સાધુજીને નિવારવાના ૧૨૪ અતિચાર વિષે.

જ્ઞાન તણા ચૌદ ભેદ, સમકિતના એ પાંચ;
આદિ મહાવ્રત નવ, બીજે ચાર ભણવા;
ત્રીજા પાંચમાના છછો, ચોથા ગુપ્તિ વિર્ય તણા;
ત્રણ ત્રણ જાણો તમે, છઠ્ઠે ચાર આણવા;
આદિ સુમતિ સત્તાવી, બીજી નવ ત્રીજી સાત;
ચોથી દોય દશ એ તો, પાંચમીના ગણવા;
તપ તણા બાર કહ્યા, સર્વ મળી **શામ મુનિ**;
એકશો ચોવીશ અતિ – ચાર એમ જાણવા. ૧૮

## ૯ બાહ્ય અને ૧૪ અભ્યંતર પરિગ્રહોને તજનાર મુનિવર વિષે.

ક્ષેત્ર વસ્તુ ને હિરણ્ય, સુવર્ણ ધન ને ધાન્ય;
દ્વિપદ ને ચતુષ્પદ, કુપ્ય ને વિચારે છે;
બાહ્ય નવ પ્રકારનો, પરિગ્રહ તજે મુનિ;
તેમ અભ્યંતર તણા, ચૌદને નિવારે છે;
ક્રોધ માન માયા લોભ, હાસ્ય રતિ ને અરતિ;
ભય શોક ને દુર્ગંછા, ત્રણ વેદ વારે છે;
મિથ્યાત્વ એ ચૌદ કહ્યા, સૂત્રથી ગણીને લહ્યા;
કહે **શામ મુનિ** ધન્ય, તેજ ગુરુ તારે છે.

## મુનિના બાવીશ પરિષહો વિષે.

ક્ષુધા તૃષા શીત ઉષ્ણ, ડાંસ માંસ વસ્ત્ર વળી;
અરતિ સ્ત્રી ચાલવું, ધન્ય બલિહારી છે;
બેસવું સ્થાનક કટુ, વચન સહન કરે;
વધ યાચના અલાભ, રોગ સહનાર છે;
તૃણ સ્પર્શ મેલ ખરો, માન અપમાન કરો;
પ્રજ્ઞા અજ્ઞાન અને, દર્શન તે સાર છે;
ઉત્તરાધ્યયન વિષે, બીજે બાવીશ બતાવ્યા;
પરિષા સહન કરે, એવા અણગાર છે. ૨૦

## મુનિએ જ્યાં ચાતુર્માસ રહેવું ત્યાં ૧૩ બોલ તપાસી ચોમાસું રહેવું તે વિષે.

કુંથુવાદી જીવ થોડા, કાદવ કીચડ થોડો;
ઠંડી લાદી ભૂમિ જીહાં, શુદ્ધતા દેખાય છે;

ગોરસ વસ્તી વિશેષ, રાજવૈદ્ય રોગી જીહાં;
ઔષધ હોશજ જાચ્યે; તુરત પમાએ છે;
શ્રાવક ધનાઢ્ય અને; રાજા ધર્મ રાગી જીહાં;
પાખંડીનું જોર જીહાં, અલ્પજ જણાયે છે;
અદનોદકની શાતા, સ્વાધ્યાયની ભૂમિ શુદ્ધ;
ત્રયોદશ બોલ જાણી, ચાતુર્માસ થાયે છે. ૨૧

## મુનિરાજને કલ્પે તેવાં ૨૧ ધોવણ વિષે.

દ્રાક્ષ દાડમ ખજુર, નાળિયેર કેળાં બોર;
આમળાં અને આંબલી, ઉષ્ણ જલ આણીયે;
તલ કુસકા ને જવ, ઓસામણ છાશ પ્રાછ;
પાન વાસી ઉકલ્યાનું, પાણી વીર વાણીએ;
પીઠેં ખરડ્યું ભાજન, કેરી ચોખા તણું કહ્યું;
અંબાડા કોઠ બીજોરાં, તણું શુદ્ધ જાણીયે;
કહે **શાસ્ત્ર** મુનિ દોષ, બેંતાળીશ ટાળી લહે;
એકવીશ ધોવણ આ, કહ્યા જિન વાણીએ. ૨૨

## વીતરાગપ્રણિત બત્રીશ આગમો વિષે.

આચારંગ આદિ એકા — દશ અંગ શિરો વંદ્ય;
ઉવવાઇ આદિ બાર, ઉપાંગ વિચારીયે;
ઉત્તરાધ્યયન દસ — વૈકાલિક નંદી તેમ;
અનુયોગ દ્વાર ચાર, મૂલ મન ધારીએ;
વ્યવહાર, વૃત્કલ્પ, દશાશ્રુતસ્કંધ વલી;
નીશિથ એ ચાર છેદ, અંતરે ઉતારીયે;
એકત્રીશ એ આગમો, બત્રીશમું આવશ્યક;
**શાસ્ત્ર** મુનિ વીર વાણી, ત્રિકાલ સ્વીકારીયે. ૨૩

## સદ્‌વક્તા વિષે.

શ્રદ્ધાવાન્ સદ્‌વક્તા, નિશ્ચય વ્યવહાર જાણે;
જિનાજ્ઞા આધીન ક્ષમા-વાન એ ઉદ્ધારે છે;
નિર્લોભી નિરાભિમાની, હઠ ત્યાગી ધૈર્યવંત;
નિંદ્ય-કર્મ-મુક્ત તેવા, નિષ્કપટી તારે છે;
ખોડહીન કુલવાન્, સુસ્વરી ને બુદ્ધિવાન;
મિષ્ટ વચની તેજસ્વી, સમર્થ ન હારે છે;
રહસ્યજ્ઞ શાસ્ત્રવેત્તા, અધ્યાત્મિ વિસ્તારવાણી;
શ્રોતા અભિપ્રાય જાણી, વાણીને ઉચ્ચારે છે. ૨૪

## પવિત્ર શ્રોતાજનોનાં લક્ષણો વિષે.

જિજ્ઞાસુ દુઃખથી ડરે, સુખ ઇચ્છે બુદ્ધિવંત;
મનન ધારણા હેય-જ્ઞેયાદિક જાણે છે;
નિશ્ચય ને વ્યવહાર, વિનયી સમય જાણ;
દૃઢશ્રદ્ધા ફલને નિ-શ્ચય મન માણે છે;
ઉત્કંઠા ને રસગ્રાહી, યશ કીર્તિ વાંછે નહિ;
મુમુક્ષુ વક્તાની સેવા, પ્રસન્નતા આણે છે;
ચર્ચીને નિશ્ચય કરે, મિત્રાદિ ભાવના ધરે;
ગુણગ્રાહી એવા શ્રોતા, તત્ત્વને પિછાણે છે. ૨૫

## ધર્મકથા છોડી મોહિક પ્રાણિઓ કર્મકથામાં ભેગા થાય છે તે વિષે.

ભાંડ ભાટ ભટજી ને, ચારણની કથા વિષે;
કુતૂહલી જાણી લાખો, લોક તિહાં જાય છે;
એક સુરદાસ આવી, રામકીને સાથ લાવી;

મધુર સ્વરે ગાવાથી, જન જૂથ થાય છે;
રોણું વગોણું ને ગાળો, ગીત ને ગમ્મત થાય;
રાસના રસિક ઠીક, તિહાં પગ ઠાય છે;
કહે **શામમુનિ** સુણો ! મોહ તણું જોર કેવું ?
ધર્મકથા માંહી મન, એનાં અકળાય છે. ૨૬

## શ્રાવકના એકવીશ ગુણો વિષે.

તત્ત્વવેત્તા નિરાશ્રયી, અચલ નિશ્શંકી અને;
દુર્ગંચ્છા રહિત ન્યાયી, નિર્મળ રાગી છે;
શ્રદ્ધાળુ દયાળુ અને, અભંગ છે દ્વાર જેના;
તપસ્વી ત્રીપોષી અને, કુગૃહના ત્યાગી છે;
પ્રવચનવેત્તા અને, આરંભ કરણુ વળી;
પચન અઢાર પાપ, તણા અલ્પ ભાગી છે;
કુટણુ વિષય પાપ- કાર્ય માંહી તેમ જાણો;
એકવીશ ગુણ ધારી, શ્રાવક સૌભાગી છે. ૨૭

## શ્રાવકના એકસો ચોવીશ અતિચારો વિષે.

જ્ઞાન દર્શન ચારિત્ર, તણા આઠ આઠ લહી;
ચોવીશ આચાર રત્ન- ત્રય તણા ગણવા;
સમકિત તણા પાંચ, પંચોતેર વ્રત તણા;
અનશન તણા પાંચ, આનંદથી ભણવા;
બારે વ્રતના સાઇઠ, પન્નર કર્માદાનના;
કુલ પંચોતેર બારે, તપ તણા માનવા;
વીર્ય તણા ત્રણ મળી, કુલ એક સો ચોવીશ;
અતિચાર **શામમુનિ**, અંતરમાં આણવા. ૨૮

## પૌષધના અઢાર દોષો વિષે.

સ્નાનાદિક કામ કરે, બ્રહ્મચર્ય નવિ ધરે;
સરસ આહાર ભોગી, વસ્રને જે ધોવે છે;
આભૂષણુ અંગ ધરે, અતિશે આહાર કરે;
અવ્રતિની વૈયાવચ્ચ, કરી વ્રત ખોવે છે;
શુશ્રુષા મેલનો ત્યાગ, નિદ્રા પૂંજ્યા વિણુ ખાજ;
વિકથા પારકી નિંદા, કરીને વગોવે છે;
નિંદા કલેશ કુતૂહલ, કષાય ને હાસ્ય અતિ;
અષ્ટાદશ દોષ ધારી, પોષો કરી જોવે છે. ૨૯

## અઢાર લાખ ચોવીશ હજાર એક સો ને વીશ પ્રકારના મિચ્છા મિ દુક્કડં વિષે.

પાંચસે ત્રેસઠ ભેદ, જીવ તણુા કહ્યા સર્વે,
તેને અભિહયાદિક, દશ ગુણા દાખીયે;
વળી રાગ દ્વેષ ગુણા, કરવા એ સર્વ સાથે;
તેને ત્રિકરણે ત્રણુ, ગુણા કરી ભાખીએ;
મન વાચા કાય જોગ, ત્રણુ ગુણા કરી સર્વ;
ત્રિકાળે ત્રિગુણા કરો, સૂત્ર તણી સાક્ષીએ;
ષટ્ સાક્ષી ગુણા કરી, મેળવી અઢાર લાખ;
ચોવીશ સહસ્ર એક- શત વીશ રાખીએ. ૩૦

## જૈનોએ પર્યુષણ મહા પર્વની અટ્ઠાઈ આરાધના કરવા વિષે.

દળવું ખાંડવું ન્હાવું, ધોવું તજે ગાર તેમ;
મૃષા નિંદા મર્મ આળ, વિરોધ સમાવે છે;

